શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્

# 'શ્રી સ્વામિનારાયણ'

## નામનો શાસ્ત્રસિદ્ધ સંપ્રદાય માન્ય અર્થ

અર્થાત્

સ્વામિનારાયણ સંપ્રદાયના સમસ્ત સત્ય આશ્રિતોએ સદા જપનીય ભજનીય "સ્વામિનારાયણ" મહામંત્રનો "સમુત્કર્ષ" અને તેનો શાસ્ત્રાનુસારી શુદ્ધ "અર્થ" અને તેથી વિરુદ્ધ કરાતા અશુદ્ધ બંડાર્થનું 'ખંડન.')

*

શાસ્ત્રી હરિજીવનદાસજીના જૂના મુદ્રિત લેખમાંથી

: ઉદ્ધારક :

**શાસ્ત્રી શ્રી હરિસ્વરૂપદાસજી**

*

: પ્રકાશક :

**શાસ્ત્રી હરિસ્વરૂપદાસજી કોઠારી**

સ્વામિનારાયણ મંદિર,

રામપુરા રોડ, સુરત.

श्री स्वामिनारायणो विजयतेतराम्

# 'श्री स्वामिनारायणो'
# नामनो शास्त्रसिद्ध संप्रदाय मान्य अर्थ

**अर्थात्**

**स्वामिनारायण संप्रदायना समस्त सत्य आश्रितोए सदा जपनीय भजनीय "स्वामिनारायण" महामंत्रनो "समुत्कर्ष अने तेनो शास्त्रानुसारी "शुद्ध अर्थ" अने तेथी विरुद्ध कराता अशुद्ध बंडार्थनुं 'खंडन."**

आ उध्धावतार श्रीरामानंद स्वामी प्रवर्तित संप्रदायना उपास्य इष्टदेव भगवान श्रीहरिनुं असाधारण मंगळ नाम "स्वामिनारायण" छे. आ मुख्य नामथी तेमनी भक्ति उपासना संप्रदायमां मुख्य प्रवर्ते छे. दीक्षित अखिल अनुयायिओने अहर्निश जपवा भजवा माटे आज षडक्षर नाममंत्रनो दीक्षादाता आचार्ये उपदेश आपवो एम पण स. प्र. ४ अ. ४९ श्लो. ३० मां **गुणाक्षरं ततो मंत्रं जप्तुं सर्वत्र सर्वदा** आवा शब्दमां विधान छे. गुण शब्द षट् संख्यामां लीधो छे. आ शुभ सर्वोपरी नामनो प्रयोग सर्व सच्छास्त्रोमां तथा व्यवहारमां पण विशेषतः प्रवर्ते छे. मुख्य ग्रंथ सत्संगी जीवन प्र. १ अ. १ श्लोक १२ **स एष साक्षाद् भगवान् स्वामिनारायणाख्यया । प्रसिद्धोऽस्ति** ते आ साक्षात् श्रीकृष्ण भगवान स्वामिनारायण नामथी पृथ्वी उपर प्रसिद्ध थाय छे. स. प्र. २ अ. २४ श्लो. ३९ **सैष नारायणमुनिः सहजानन्द नामकः । स्वामिनारायणाख्यश्च स्वाम्याख्यश्च विराजते** (ते अमारा गुरुश्री नारायणमुनि सहजानंद स्वामिनारायण अने स्वामी नामथी विराजे छे. स. प्र. ५ अ ६९ श्लो. १७) **हरिकृष्णो घनश्याम नीलकण्ठश्च स स्मृतः । स्वामी च सहजानन्दः स्वामिनारायणस्तथा.** भगवान श्रीहरिनां हरिकृष्ण घनश्याम नीलकंठ स्वामी सहजानंद स्वामि-

નારાયણ આદિક અનેક શુભ નામો છે. આ રીતે ગ્રંથમાં અનેક પ્રયોગો છે. વચ. ગઢડા પ્ર. ૫૬ માં ગમે તેવો પાપી હોય ને અંત-સમે જો તેને 'સ્વામિનારાયણ' એવા નામનું ઉચ્ચારણ થાય તો તે સર્વ પાપ થકી છુટીને બ્રહ્મ મોહોલને વિષે નિવાસ કરે.' એવો માહમા વર્ણવવાપૂર્વક તથા લોયા ૧ માં 'શ્રીજી મહારાજ સર્વે હરિભક્તને 'જય સ્વામિનારાયણ' કહીને હસતા થકા પોતાને ઉતારે પધાર્યા.' જનમંગળ સ્તોત્રમાં શ્લો. ૧૨ નામ ૪૯, ૫૦ 'સ્વામિ-નારાયણઃ સ્વામી', આ રીતે છે. સર્વ મંગળ સ્તોત્રમાં શ્લો. ૭૩ નામ ૩૯૪ **સ્વામિનારાયણા** આ રીતે છે. શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ નીશતાનંદમુનિકૃત ટીકામાં અંતે '**યઃ સાક્ષાદ્ભગવાન....શ્રીસ્વામિનારાયણઃ** સાક્ષાત્ ભગવાન્ ક્ષરાક્ષરપર શ્રીકૃષ્ણ ભગવાન સ્વામિ-નારાયણ નામથી પ્રકટ થયા. આ રીતે આ દિવ્ય નવા સંપ્રદાયમાં સકળ સંસ્કૃત પ્રાકૃત શાસ્ત્રોમાં તેના અદ્ભુત મહિમાનુવાદ સાથે વર્તે છે. આ સંપ્રદાયમાં કલ્યાણકારી આ નામ જપ ભજનની પ્રવૃત્તિ રામાનંદ સ્વામીના ચૌદમાના શુભ દિનથી કરી છે. એટલે સં. ૧૮૫૮ માગસર સુદી ત્રયોદશીએ રામાનંદ સ્વામી સ્વધામ પધાર્યા અને તેમના ચૌદમાને દિવસે શ્રીહરિએ સમસ્ત અનુયાયીઓની સભા કરી તેમાં આ નવ્ય દિવ્ય નામથી ભજન કરવાનો સર્વાનુ-મતે નિર્ણય કર્યો છે.

આવા પ્રખ્યાત એક હારના જ વાચક નામમાં સ્વામી અને નારાયણ આ બે શબ્દનો અપૂર્વ સન્નિવેશ છે. આ શબ્દો પ્રાચીન શાસ્ત્રોમાં બહુધા જુદા જુદા આવે છે. તેને સાથે જોડવાથી 'સ્વામિ-નારાયણ' 'નારાયણસ્વામી' એવું એક નામ એક જ વ્યકિતનું વાચક સુખેથી થઈ શકે છે. જેમ હરિ અને કૃષ્ણ એ બન્ને નામો જોડવાથી 'હરિકૃષ્ણ' કે 'કૃષ્ણહરિ', એવું બીજું નામ થાય છે. જેમ હરિ અને નારાયણ આ બે નામને સાથે મૂકવાથી હરિનારાયણ નામ કહેવાય છે તેમજ કૃષ્ણનારાયણ, વાસુદેવનારાયણ આદિક

નામો આવે છે તેમ એ નામ પણ શબ્દકોષથી કે પ્રાચીન વ્યવહારથી બહારનું કે અન્ય બ્રહ્માંડમાંથી કે અન્ય ભાષામાંથી નવીન જ કલ્પી શોધી કાઢયું છે એમ નહિ, પરંતુ પ્રાચીન શાસ્ત્રોમાં પણ એ નામ ઉપલબ્ધ થાય છે.

આ સંપ્રદાયની ગુરુપરંપરામાં પ્રાચાર્ય તરીકે શ્રીહરિએ સ્વીકારેલા શ્રીરામાનુજાચાર્યે રચેલા શરણાગતિ ગદ્યના ભાષ્યમાં **श्रीमन्नारायण स्वामिन् इत्यादौ मन्त्रान्तरे च तद् द्रष्टव्यम्** આવું વાકય લખીને નારાયણ અને સ્વામી શબ્દના સહ સબન્ધ-વાળો મંત્ર હોવાનું પણ જણાવ્યું છે. આ મંત્ર **श्रीमन्नारायणः स्वामी दासस्त्वमसि तस्य वै** (ભારદ્વાજ સંહિતાના પરિશિષ્ટ ભાગનો અ. ર શ્લો. ૪૪) એજ છે.

આ શબ્દો નિરર્થક સંજ્ઞા માત્ર નહિ પણ અર્થવાળા હોવાથી તેના અર્થો પણ અન્વર્થ તે તે સ્થળે પ્રાચીનોએ કરેલા મળી આવે છે. યામુનમુનિકૃત સ્તોત્રરત્નના ૧૦ શ્લોકમાંના **स्वामिन्** શબ્દનો તેના ભાષ્યમાં **पतिं विश्वस्यात्मेश्वरं, करणाधिपाधिप.' प्रधान क्षेत्रज्ञपतिः' पतिंपतीनां 'एष भूतपतिरेष भूतपालः'** ઈત્યાદિ શ્રુતિઓ લખીને 'સમસ્ત જગતના પતિરૂપ' અન્વર્થ અર્થ સાંપ્રદાયિક કર્યો છે. પતિ, ઇશ્વર અધિપતિ, નિયામક નાથ સ્વામી આદિક શબ્દો એવા જ અર્થમાં બહુધા લેવાય છે. **'नारायण ! त्वयि न मृष्यति वैदिकः कः** આ સ્તોત્રરત્નના ૧૧ શ્લોકના ભાષ્યમાં તથા **परंब्रह्म पुरुषोत्तमो नारायणः** આ ગીતા ભાષ્યના ઉપોદ્‌ઘાત વાકયની ટીકામાં નારાયણ શબ્દનો અર્થ સપ્રમાણ કર્યો છે. વિષ્ણુ-નામ સહસ્ર સ્તોત્રમાં આવેલા નારાયણ નામનો તાત્ત્વિક અર્થ તેના ભાષ્યમાં **'नारायणाय विद्महे' 'नारायणः परंब्रह्म' 'एको ह वै नारायण आसीत्' 'अथ दिव्यो देव एको नारायणः'** ઈત્યાદિ શ્રુતિઓ લખીને "જેનો ક્ષય નથી તે નર કહેવાય એટલે સ્વરૂપ સ્વભાવથી જે નિત્ય વસ્તુઓ ચેતન અચેતન તે નર કહેવાય. તેના

જે સમૂહો તે નાર કહેવાય, તે અયન-આશ્રય જેમને છે, એટલે નારનો વ્યાપકપણે આશ્રય કરી રહેલા અથવા તે નારના અયન-આશ્રય એટલે તેના અંતરાત્માપણે આધારભૂત તે નારાયણ કહેવાય. અર્થાત્ ચિદચિદાત્મક સર્વ વિશ્વમાં અંદર બહાર આત્માપણે વ્યાપી રહેલા એવો નારાયણ નામનો અર્થ કરવામાં આવ્યો છે. આ અર્થના સમર્થન માટે **अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितिः** આ વેદ પ્રમાણ છે. **रिङ् क्षये-न रीयते न क्षीयते न नश्यति इति नरः नाराणम् समूहः नारं, नारं अयनं यस्य सः नारायणः** ભગવાનનાં નામો અનંત છે. તેમાં વ્યાપક અવ્યાપક એવા ભેદથી બે પ્રકાર છે. ભગવાનનાં ગુણ કર્મને કહેનારાં જે નામો તે અવ્યાપક અને સ્વરૂપતઃ વ્યાપ્તિને પ્રતિપાદનારાં જે નામો તે વ્યાપક કહેવાય, અવ્યાપક નામોની અપેક્ષાએ વ્યાપક નામોનું શ્રેષ્ઠપણું **'नारायणाय विद्महे' 'वासुदेवाय धीमहि, तन्नो विष्णुः प्रचोदयात्'**. આ ગાયત્રી મંત્રમાં નારાયણ વાસુદેવ અને વિષ્ણુ આ ત્રણ વ્યાપક નામોના નિર્દેશથી સિદ્ધ થાય છે ત્રણેય નામનો અર્થ 'વ્યાપક' એવો થાય છે. આ ત્રણ નામોમાં જે વિષ્ણુ નામ છે, તે ફક્ત વ્યાપ્તિ તો કહે છે. એમાં વ્યાપ્તિનો પ્રકાર કહ્યો નથી. વ્યાપ્તિનો પ્રકાર તો સર્વાધારપણે અંતર્યામિરૂપ માન્યો છે. 'કેમાં વ્યાપે છે', તો એ પદાર્થ પણ વિષ્ણુ શબ્દ ગમ્ય નથી. 'પરંતુ અમુકમાં વ્યાપે છે' એમ અધ્યાહારથી લેવો પડે છે. ફક્ત સ્વરૂપમાત્ર પ્રતિપન્ન થાય છે. પણ ગુણવાળાપણું જ્ઞાત થતું નથી. એમ હોવાથી વિષ્ણુ મંત્રમાં અર્થની પુષ્કળતા નથી. વાસુદેવ મંત્રમાં પણ શામાં વ્યાપે છે, એ વ્યાપ્ય પદાર્થ તો અધ્યાહારથી ગમ્ય છે. પણ વાસુદેવ શબ્દથી ગમ્ય નથી. એ આવા ગુણવાળા છે. એના લાભ માટે તો **'भगवते वासुदेवाय'** એમ સાથે ભગવચ્છબ્દનો પ્રયોગ કરવો પડે છે. એમ હોવાથી વાસુદેવ મંત્રમાં અર્થની પુષ્કળતા જોઈએ તેવી નથી. નારાયણ મંત્રમાં તો નાર શબ્દથી જ 'કે માં વ્યાપે

છે' **એ** વ્યાપ્ય પદાર્થો (ચિદચિત્સમુદાય) ઉઘાડા કહ્યા છે. કેવી રીતે વ્યાપે છે. એનો પ્રકાર પણ **नारा अयनं यस्य** એમ બહુવ્રીહિ વ્યુત્પત્તિથી અંતઃપ્રવેશ કરીને ધારકપણે વ્યાપ્તિરૂપ કહ્યો છે. એમ વ્યાપ્ય-વ્યાપક બન્ને પદાર્થો નારાયણ સંજ્ઞામાં આવી જાય છે. અને વિષ્ણુ વાસુદેવની પેઠે વ્યાપ્ય પદાર્થની અધ્યાહારથી અપેક્ષા પડતી નથી. આ રીતે વિષ્ણુ વાસુદેવ શબ્દ કરતાં પણ નારાયણ નામમાં અર્થની પુષ્કળતા છે. વળી વિષ્ણુ ગાયત્રી મંત્રમાં **नारायण नाम** પહેલું મૂકયું છે. સ. પ્ર. ૪ અ. ૨૩ માં **नारायणं वासुदेवं विष्णुं** એમ આચમન વિધિમાં ત્રણ નામોનું સ્મરણ કરવાનું કહ્યું છે. એમાં પણ નારાયણ નામ પ્રથમ છે. આ કારણથી નારાયણ નામની નિરતિશય શ્રેષ્ઠતા સાબિત થાય છે.

આવા ખાસ કારણથી જ શ્રુતિ-સ્મૃતિમાં જગત્કર્તા પરમાત્માનો નારાયણ નામથી મુખ્ય નિર્દેશ સર્વોપરી મહિમા ઉદ્‌ઘોષીને મુકત કંઠે અત્યાદરથી કર્યો છે. **नारायणपरा वेदाः** (ભાગ.) સર્વ વેદો નારાયણ પર છે. એમ સર્વ વૈદિકો માને છે. વેદમાં જે નારાયણાનુવાક છે. તેમાં પરવિદ્યા વડે વેદ્ય કોણ છે ? તો નારાયણ જ છે. એમ સ્પષ્ટ કહે છે. **एको ह वै नारायण आसीत् न ब्रह्मा नेशानः**, (મહોપનિષદ્) આ શ્રુતિ નારાયણ જ સર્વકારણ છે. એમ મુક્ત કંઠે કહે છે. **एष सर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यो देव एको नारायणः** આ શ્રુતિ નારાયણનું જ સર્વાન્તરાત્માપણું, દિવ્યપણું અને અદ્વિતીય દેવતાપણું સ્પષ્ટ કહે છે. આ ઉપરથી ભવ બ્રહ્માદિ અને અક્ષરાદિકથી જુદું પાડનારૂં પરમાત્માનું અસાધારણ નામધેય નારાયણ છે, એમ નિશ્ચિત થાય છે. આ નામ વેદની સર્વ શાખાઓમાં પરબ્રહ્મનું મહાપ્રસિદ્ધ છે. ભારતાદિકમાં તથા પુરાણોમાં પણ આ નામનો જ બહુધા ઉલ્લેખ કરેલો છે. **तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः** (ભાર. શા. મો.) એમ નારાયણને જ મુખ્ય ઉપાસ્ય તરીકે નિરૂપે છે. '**आलोडय सर्व-**

**शास्त्राणि विचार्य च पुनः पुनः । इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥** સર્વ શાસ્ત્રો વારંવાર અમે મંથન કરીને વિચારતાં આજ એક સાર કાઢયો છે કે એક નારાયણ ભગવાન જ ધ્યાન કરવા યોગ્ય છે. **नारायणसमो देवो न भूतो न भविष्यति। एतद्रहस्यं वेदानां पुराणानां च सत्तमम्,** ઈત્યાદિ આવા અનેક પ્રમાણો છે. ભાગ. સ્કં. ૬ માં આવેલા અજામિલો-પાખ્યાનમાં નારાયણનું પારમ્ય અને તેમના નામનો મહિમા નિરતિશય નિરૂપ્યો છે. શિક્ષાપત્રી સત્સંગિજીવન જનમંગળ સર્વ મંગળ વિગેરેમાં જગત્કર્તા પરમાત્માનો નિર્દેશ નારાયણ નામથી કરવાપૂર્વક તેમનો અનવધિ મહિમા કહ્યો છે.

**साक्षान्नारायणः स्वयम्, भृशं धन्यो लब्ध्वा नयनपथि नारायणमहं. नारायणं गुरुवरं, 'गोविन्द नारायण' 'नारायणं नरकतारणनामधेयम्' 'नारायणं परमयैव मुदास्मरन्तं' 'कृष्णो नारायणो हरिः' 'नारायणो नरसखो बदरीशः' नारायणऋषये** આવાં સત્સંગિજીવનમાં અનેક પ્રમાણો છે. અને શ્રીહરિને નારાયણ નામથી જ નિરૂપ્યા છે. અનાદિ પરાત્પર પરમાત્માનું જ વાચક અસાધારણ મંગળ જપનીય નામ નારાયણ હોવાથી તે નામથી જ શ્રીજીને નિરૂપવાથી તેમનો સર્વાધિક મહિમા આવે છે. માટે જ શ્રીહરિને અવતારી તરીકે નિરૂપવાને ખાસ પ્રસંગે પણ સત્સંગિજીવનમાં **'मत्स्यं कूर्मं वराहं...धृतपुरुवपुषं नौमि नारायणं त्वाम्** એમ કેવળ નારાયણ નામથી જ નિરૂપ્યા છે. નારાયણ શબ્દ તો વેદ વેદાંત વેદ્ય અનાદિ જગત્કર્તા પરમાત્માનો જ મુખ્ય વાચક અસાધારણ અનન્યગામી છે. તેમના રામકૃષ્ણાદિ અવતારો પણ અનન્ય તત્ત્વ હોવાથી તેમનો પણ નારાયણ શબ્દથી પ્રયોગ તે તે શાસ્ત્રોએ બહુશઃ ઉદ્‌ઘોષીને કર્યો છે. ભાગવત (ટીકામાં) **नराणामात्मत्वादधीशत्वाच्चाखिललोकसाक्षित्वाच्च जलायनत्वाच्च नारायणः** જીવપ્રાણી માત્રના અંતરાત્મા, અધીશ સાક્ષી

અને જલને વિષે શયન કરનાર હોવાથી તમો નારાયણ છો એમ કહ્યું છે.

વચનામૃતમાં પ્ર. ૨૧ અને પુરૂષોત્તમ નારાયણ તે સર્વના સ્વામી છે. તેમ એ નારાયણ પોતાને ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે. નારાયણ જેવા તો એક નારાયણ જ છે. લો. ૧૩ તથા ભગવાનના જે ઘણાક અવતાર થયા છે તેને એમ જાણીએ છીએ જે એ સર્વે અવતાર તે નારાયણના છે.... એવા જે શ્રી નારાયણ પુરૂષોત્તમ...લો. ૧૪ તમે તો નારાયણ છો માટે તમારૂં ધામ દેખાડો. ત્યારે અક્ષરધામ દેખાડયું. લો. ૧૮ અને ભગવાન સર્વના સ્વામી છે. માટે સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા અને તે સર્વના સ્વામી એક જ ભગવાન છે. (અંત્ય ૩૯) શિક્ષાપત્રીમાં **श्रीमन्नारायण स्मृत्या** વચનામૃતના ઉપોદ્ઘાતમાં **श्रीकृष्णो भगवांस्तत्र सदा स्वामी विराजते...नारायणो वासुदेवः 'नारायण हरे श्रीमन्नारायण हरे** ઈત્યાદિ. એ જ સ્વામી અને નારાયણ શબ્દ અવતારી ભગવાન્ શ્રીહરિમાં વાપર્યા છે. અને એનો અર્થ પણ એનો એજ લીધો છે.

આ સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવને વિષે અસાધારણ ભજનીય જપનીય નામ તરીકે નક્કી કરેલા આ શબ્દો અર્થાનુસંધાન વિનાના નથી. એના અર્થો પણ શાસ્ત્રાનુસારે સિદ્ધ કરેલા છે. જે નામથી નિરંતર ભજન સ્મરણ કરવાનું છે તેનો અર્થ પણ ભકતોએ ખાસ સમજવાની જરૂર છે. અર્થ જાણ્યા વિના ભજન કરે તેના કરતાં અર્થ જાણીને ભજન કરનારાને સ્વાદ વિશેષ આવે છે. અને ફળ પણ અધિક થાય છે. એટલે અર્થ જાણવાની અત્યંત આવશ્યકતા છે. અર્થ પણ ઉટાંગ રીતે નહિ પણ શાસ્ત્ર રીતિએ સમજવો જોઈએ. 'અમુક શબ્દનો અમુક અર્થ થાય' એ તો વ્યાકરણ, કોષ, આપ્તવાકય, વિવરણ, (ટીકા વિગેરે) વ્યવહાર (વૃદ્ધોનો) વિગેરેથી નિશ્ચિત થાય છે. આ નામનો અર્થ

કરવામાં આ બધી જ વસ્તુઓનો ઉપયોગ જ્ઞાનવૃદ્ધોએ કર્યો છે. મુખ્ય માન્ય ગ્રંથ સત્સંગિજીવનની આખી ટીકા બીજા કોઇ અલ્પશ્રુતે નહિ પણ જે શ્રીહરિના સહચર હોઈને શ્રીજીએ પોતાના કાગળ પત્રો લખવા શાસ્ત્રોનું લેખન શોધન કરવું વિગેરે સમુચિત સેવામાં નિયોજેલા હતા. અને જેમની શ્રીમુખે પારાવાર પ્રશંસા કરી છે, એવા બહુશ્રુત વિદ્વદ્વર્ય શુકાનંદ મુનિએ કરેલી ટીકા પ્રથમ પ્રમાણભૂત છે. વળી પોતે કરેલી ટીકાની પ્રમાણતા માટે જ આમાં મનઃકલ્પિત અર્થ કોઈ કર્યો નથી. પણ ગ્રંથકર્તા શતાનંદ મહામુનિના મુખથકી સમક્ષ જે અર્થ સાંભળ્યો હતો, તે યથાર્થ રહે અને વિપરીત થઈ જાય નહિ એવી કાળજી રાખીને કર્યો છે.'' આવી પ્રમાણભૂત હેતુ નામની સાર્થક ટીકામાં સ્વામી અને નારાયણ નામનો અર્થ અન્વર્થ બહુ સ્થળે કર્યો છે. સ્વામિનારાયણ નામનો સમાસ સાથે સાર્થક અર્થ સ. પ્ર. ૨ અ. ૨૪ શ્લો. ૪૬ ની ટીકામાં નીચે પ્રમાણે કર્યો છે. મન ધાર્યો નહિ પણ અપેક્ષિત અર્થને અનુસારે જ સમાસ થાય છે. સ્વામિ શબ્દાર્થ અને નારાયણ શબ્દાર્થ ભિન્ન ભિન્ન વ્યક્તિમાં નહિ પણ એક જ વ્યક્તિમાં બન્ને શબ્દો ઘટાવવાના હોય છે. ત્યાં કર્મધારય સમાસ કરવામાં આવે છે. '**स्वामी चासौ नारायणश्च स्वामिनारायणः**' એવો વ્યાકરણમાં સંકેત કર્યો છે. જ્યાં એક જ વ્યક્તિમાં બન્ને શબ્દો ઘટાવવાના હોય છે ત્યાં કર્મધારય સમાસ કરવામાં આવે છે. જેમકે '**नीलोत्पलं**' (નીલ એવું કમળને નીલોત્પલ કહેવાય.) સમાસને અનુસારે **स्वात्वं सकलैश्वर्यसंपन्न स्वम् ऐश्वर्यं अस्य अस्ति इति स्वामी, नारायणः नराणां समूहो नारं तदयनं निवास स्थानं यस्य स नारायणः अन्तर्यामी** એવો અર્થ કર્યો છે. આ જોતાં સકળ ઐશ્વર્ય સંપન્ન તે સ્વામી અને સર્વની અંદર બહાર વ્યાપીને રહેલા અંતર્યામી એવો કર્યો તે '**योऽन्तर्यामितया स्थितः**' આ શિક્ષાપત્રી વચનને

અનુગુણ છે. એમ કરીને પ્રાચીન શાસ્ત્રોએ તથા આચાર્યોએ બન્ને શબ્દના જે અર્થો કર્યા છે, તેની સાથે મેળવીને એ કાર્થતા સંપાદન કરી છે. **स्वामिशब्दः प्रतिपर्यायः, नरस्य नराकृते-र्धर्मस्यापत्यं पुमान् नारायणः स चासौ स च** એવો પતિરૂપ બીજો અર્થ **स वै पतिः स्यादकुतोभयः** આ વચનને અનુસરતો કર્યો છે. પણ સમાસ તો એનો એજ રાખ્યો છે. આ ઉપરથી સુનિશ્ચિત થયું કે–સ્વામિ શબ્દથી બીજી વ્યકિત અને નારાયણ શબ્દથી બીજી વ્યકિત નહિ, એક જ વ્યકિત ધર્મનંદન શ્રીહરિકૃષ્ણ છે. એમ બન્ને શબ્દોને મુખ્ય રાખીને એક શ્રીહરિ વિષે જ રમ્ય રીતિએ અર્થ ઘટાવ્યો છે.

સત્સંગિજી–સર્વમંગળમાં **स्वामी ब्रह्म परब्रह्म** એમ પ્રથમ નંબરે સણીજ મૂકેલા સ્વામી નામનો અર્થ વિસ્તાર તેની ટીકામાં કર્યો છે. '**स्वं**' ઐશ્વર્ય જેમનું છે તે સ્વામી કહેવાય '**स्वामिन्नैश्वर्ये**' આ સૂત્રથી સ્વામિ શબ્દ સિદ્ધ કરવામાં આવ્યો છે. અર્થાત્ સર્વ-જગતનું સર્જવાપણું, આત્માપણું, અંતર્યામિપણું, સર્વાધારપણું સર્વફળ પ્રદાતાપણું વિગેરે બહુવિધ ઐશ્વર્યવાળા જે હોય તે ખરા સ્વામી કહેવાય. આથી એમનું એકનું જ ઉપાસ્યપણું જણાવ્યું. માટે જ સ્વામિ શબ્દ એક સર્વેશ્વર શ્રીહરિ વિષે જ ખરી રીતે પ્રવર્તે છે. આ જ મુખ્ય અર્થ સર્વ નામોના બીજરૂપ હોવાથી સહસ્ર નામો મધ્યે સ્વામી નામનો પહેલે જ નંબરે નિવેશ મહાવૃદ્ધોએ કર્યો છે. આથી નકકી થાય છે કે શ્રીહરિનાં હજાર નામો મધ્યે સ્વામી નામ જ મુખ્ય સાર્થક છે. આ નામનો જે અર્થ કર્યો તે સર્વ નામોના બીજભૂત હોવાથી સર્વ નામોમાં અનુસ્યૂત સમજી લેવાનો છે.

ઉપર પ્રમાણે સ્વામી શબ્દનો અને નારાયણ શબ્દનો જુદો જુદો અર્થ કરવામાં આવ્યો છે. **एक एव हरिः स्वामिशब्द-वाच्योऽस्ति सर्वथा** આ વિષ્ણુપુરાણમાં કહ્યા પ્રમાણે સ્વામિ શબ્દ

વાચ્ય એક હરિ ભગવાન જ છે. બીજા કોઈને સ્વામિ શબ્દથી કહેવાય નહિ. **आत्मदास्यं हरेः स्वाम्यम्' स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणिस्थितम्.** આત્માઓ શ્રીહરિના સ્વભાવથી દાસ છે અને શ્રીહરિ સ્વામી છે. આત્માઓમાં દાસપણું રહેલું છે ને શ્રીહરિમાં સ્વામિપણું રહેલું છે. **त्वमेवैकःस्वामी सकलजगतामित्यपि- हरे'**, સત્સંગિજી. સર્વ જગતના સ્વામી એક તમે જ છો. ઈત્યાદિ શાસ્ત્ર વચનને અનુસારે સકળ ઐશ્વર્ય સંપન્ન હોવાથી સ્વામી અને સર્વની અંદર બહાર આત્માપણે વ્યાપી રહેલા હોવાથી નારાયણ અને તે બન્ને મળીને '**अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा** સર્વજનોમાં આત્માપણે પ્રવિષ્ટ થઈને સર્વજનોને નિયમન કરનારા હોવાથી 'સ્વામિનારાયણ' એવા સાર્થક નામથી કહેવાય. અર્થાત્ સ્વામિ નામથી સર્વનિયંતાપણું અને નારાયણ નામથી સર્વાન્તર્યામિપણું, એ બન્ને મળીને સ્વામિનારાયણ એવું એક નામ અર્થવત્ થયું. જડ ચિદાત્મક સમગ્ર વિશ્વમાં આત્માપણે વ્યાપીને સ્વેચ્છાનુસારે નિયમન કરનારા એવા આખા નામનો ભાવાર્થ શાસ્ત્રાનુરોધી થયો. રાજાનું રાષ્ટ્રમાં નિયંતાપણું છે. પણ કોઈની અંદર આત્માપણે પ્રવેશ કરવા પૂર્વકનું નહિ. પણ ઉપલક અલ્પ છે. આકાશાદિકનું વ્યાપકપણું છે. પણ તે જડ હોવાથી નિયમનપૂર્વકનું નથી. પરમાત્મા પરમ ઈશ્વરમાં તો તે બન્નેનાથી વિલક્ષણ પ્રકારનું નિયામકપણું અને વ્યાપકપણું હોવાથી ખરી રીતે એક પરમાત્મા પરમેશ્વરને જ સ્વામિનારાયણ નામથી નિરૂપી શકાય. આવા ઉત્કૃષ્ટ અર્થાનુસંધાનવાળું નામ પરમાત્મા સિવાય બીજા કોઈનું પણ હોઈ શકે નહિ. આ રીતે સ્વામી તથા નારાયણ શબ્દ કરતાં પણ 'સ્વામિનારાયણ' નામમાં અર્થનું ગૌરવ ઘણું આવતું હોવાથી એ નામથી ઈષ્ટદેવ શ્રીહરિનો નિર્દેશ કર્યો છે. અને જપ ભજનમાં એ નામથી પ્રવૃત્તિ કરી છે. તે અત્યંત ઉપયોગી ઉત્તમોત્તમ છે. આ નામ ધર્મપુત્ર શ્રીહરિને વિષે યોગરૂઢ જાણવું નામનો અવયવ અર્થ જણાવવામાં આવે

એને યોગ કહે છે. અને એવા અર્થાનુસંધાનથી એક મુખ્ય વ્યકિતમાં સમુદાય શકિતને ઘટાવે તેને રૂઢ કહે છે. સ. **श्री स्वामी नारायणः** આ શબ્દનો અર્થ **सर्वेषांनिरुपाधिकः स्वामी नारायण** આ રીતે કર્યો છે. અભિપ્રાય એ છે કે સર્વ કોઈના નિરૂપાધિક અર્થાત્ સ્વભાવ સિદ્ધ સ્વામી એવા નારાયણ તે સ્વામિનારાયણ કહેવાય. સ. જી. **स्वामी नारायणो दृष्ट्वा, इत्थं नारायणः स्वामा. स हि नारायणः स्वामी. स्वामी नारायणः सोऽयं नित्यं** આ રીતે સ્વામી શબ્દને અંતે વિભકત્યન્ત પૃથક્ પણ નારાયણ શબ્દ સાથે રાખ્યો છે. કોઈ સ્થળે બન્ને શબ્દો પૃથક્ પણ છે. પરંતુ અર્થ તો એનો એજ સંગત સુંદર છે. આવા અસાધારણ જપનીય ભજનીય મંગળ સ્વામિનારાયણ નામનો શાસ્ત્રાનુસારી સંપ્રદાયાનુસારી અન્વર્થ અર્થ મહાજનોએ નકકી કર્યો છે.

આવા શાસ્ત્રસિદ્ધ મહત્તમ માન્ય નિશ્ચિત અર્થને પણ સાવ ઉડાવી દઇને કોઈ વિમુખ પ્રમુખોએ "સ્વામી એટલે ગુણાતીતાનંદ સાધુ અને નારાયણ એટલે શ્રીજી મહારાજ" એમ સ્વામીનારાયણ નામ થયું છે. એવો ઉભાંગડ અશાસ્ત્રીય અર્થ કરવાનું બંડખોરીયું, કુભાંડ કર્યું છે. એક જ વ્યકિત ધર્મતનય ભગવાન શ્રીહરિનું અખંડિત સ્વામી નારાયણ નામ હતું તેને ખંડિત કરીને તેમાં સ્વામી શબ્દથી બીજી અનુપાસ્ય તુચ્છ વ્યકિતને ઘુસાડી દીધી. આ તો શુદ્ધ શાસ્ત્રોને પણ છેકછેતરવાનો છન્ન છળ પ્રપંચ કર્યો કહેવાય. આવા અધમ અર્થો કરીને શ્રીજીના વચનોને સાવ ગર્દન મારવાની ધૂર્ત ધૃષ્ટતા વાપરી છે. સંપ્રદાયના ગ્રંથોને નહિ ગણીને નાસ્તિક કૂટકપટ યુકિત પ્રયુકિતથી નિરક્ષર અક્ષરની મનઃકલ્પિત બનાવટી ગોઠવણી ગામઠી કરી અને તેને સ્વા. ના. નામમાંના સ્વામિ શબ્દાર્થમાં અડાવી દીધાની અંધ ઉન્મત્ત અવળાઈ કરી એ કેવું વિચિત્ર છે?

આ ગોઠવણી કેટલી બધી વિરોધી અને અપસિદ્ધાંતવાળી છે. તે ઉપરના સ્વા. ના. શબ્દાર્થના વિમર્શથી સુજ્ઞોને વિદિત થશે. બીજા અત્યધિક મોટા શતાનંદ, મુકતાનંદ, ગોપાલાનંદાદિક સાધુઓ નહિ પણ એક જ ગુણાતીતાનંદ સામાન્ય સાધુને તેવા વિમુખોએ સ્વામી શબ્દથી ગોઠવી કાઢી મૂળ અક્ષર ઠરાવીને તેનું શ્રીજી સાથે ભજન કરાવવા કેવી ધૂર્ત અવિદ્યા વાપરી છે ? શ્રીજીએ તો લો. ૧૩ માં કહ્યું છે કે અક્ષરાદિક મુકતને ને નારાયણને જે સરખા કહે છે તે દુષ્ટ મત-વાળા છે. ને તેને અતિપાપી જાણવા. અને એનાં દર્શન પણ કરવાં નહિ. અને એવી રીતની સમજવાળાનાં દર્શન કરીએ તો પંચ મહાપાપ જેવું પાપ થાય છે.

ભણેલાને તો શાસ્ત્રો આડાં આવે છે. સંપ્રદાયનાં શાસ્ત્રોનાં શુદ્ધ અર્થો જાણવા છતાં પણ અવળા અર્થો હદ ઉપરાંત કરીને ભોળા લોકોને અવળે માર્ગે ચઢાવવાથી લેશ પણ આત્મ-કલ્યાણ કે લોકકલ્યાણ કદાપિ છે ખરૂં ? એ તો અસદ્ગતિને જ પમાડે.

ઉપર જણાવ્યા પ્રમાણે 'સ્વામિનારાયણ'નો વિપરીત અર્થ કરીને અક્ષર પુરુષોત્તમની ઉપાસનાના અવલંબનથી ગુણાતીનાનંદ સ્વામિનો મહામહિમા કહીને જાગા પ્રાગા ભગતનો મહિમા કહેવા દ્વારા પોતાનો પારમેશ્વરી મહિમા કહેવા માટે એક 'સિદ્ધાન્ત સાગર' નામની ચોપડી તથા છ પ્રકરણની ગુણાતીતાનંદસ્વામીના નામે ગોઠવેલી વાતોની ચોપડી છાપીને બહાર પાડવામાં આવેલી જેમાં સ્વા. ના. સંપ્રદાય વિરુદ્ધ જ નહિ પણ સનાતન હિન્દુ ધર્મ વિરુદ્ધ ગણાય એવી અધમ અને મલીન વાતો અનેકાનેક છાપવામાં આવી હતી. જેથી તે સમયના વડતાલ મંદિરના કોઠારી ગોરધનદાસે તે ચોપડીઓને સંપ્રદાય વિરુદ્ધની છે એમ જાહેર કરીને તે ચોપડીઓના જ્ઞાનને માનનારા તેમજ જ્ઞાનનો

પ્રચાર કરનારા શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીને પણ જાહેર સભા ભરીને સંપ્રદાયથી વિમુખ કરેલા. ગુણાતીતાનંદના નામની છ પ્રકરણની વાતો તથા સિદ્ધાંત સાગરની ચોપડીની વાતોનું રહસ્ય એવું છે કે "ગુણાતીતાનંદ મૂળ અક્ષર છે તે ભગવાન છે. તે શ્રીજી મહારાજ સરખા છે. તેઓનું ઐશ્વર્ય પ્રાગજીમાં આવ્યું છે. તે પ્રાગજીનું ઐશ્વર્ય અમારામાં આવ્યું છે. રામકૃષ્ણાદિક અવતારોને સ્વામિનારાયણનું દર્શન નથી. સ્વામિનારાયણનું ભજન કરીને તે સર્વે રામકૃષ્ણાદિક અવતારો દેહધરીને મોક્ષ ગતિ પામી ગયા છે. રામકૃષ્ણાદિક અવતારો ચામડિયા જેવા છે. સ્ત્રીઓ સારૂ વલખાં માર્યા છે રામકૃષ્ણાદિક લઘુ-શંકા જેવા છે. તેમનું ધામ ગોલોક છે. કે જ્યાં વિષય ભોગવાય છે. ને વિષયોની જ વાર્તાઓ થાય છે."

રામકૃષ્ણાદિક કરતાં ગુણાતીતાનંદ બહુ મોટા છે રામકૃષ્ણાદિક તો માયાના જીવ છે તેથી પર ગુણાતીતાનંદ છે અક્ષર જે ગુણાતીતાનંદ આગળ રામકૃષ્ણાદિકનું સમર્થપણ હોતુ નથી રામકૃષ્ણાદિક અવતારો શ્રીજીમહારાજનું તથા અક્ષરે આપેલું કણેથું ખાય છે રામકૃષ્ણે કોઈનો મોક્ષ કર્યો નથી પણ ગળા દાબ્યા છે. રામકૃષ્ણાદિક તો પગરખા જેવા છે. ઈત્યાદી. આવી અધમ વાતો અનેક છે. રામાકૃષ્ણાદિક અવતારોની અનવધિ અવગણના કરવા જ સ્વા. ના નામનો ખોટો અર્થ કરવામાં આસુર ભાવ વાપર્યો છે. જો આ બધી બાબતની આસ્તિક વૈષ્ણવીજનતા કે જે કોઈ પણ અવતારને પરિપૂર્ણ માનીને ભજનારી ભાવિક છે તેમને ખબર પડશે તો ઉપર ગણેલી તોફાની બંડ ટોળીને કોઈ સંપ્રદાયમાં તો નહિ જ પણ હિંદુ જાતિમાં પણ શુભ સ્થાન નહિ રહે. એવો ભયંકર અનર્થ થવાનો પ્રસંગ આવે. ઉપાસ્ય દેવતા વાચક સ્વામિનારાયણ નામનો વિનાશ કરનારા ચોખ્ખા અસુર કહેવાય છે.

બોરસદ કોર્ટમાં પણ સ્વામિનારાયણ નામના અર્થની રસપ્રદ-ચર્ચા વાદી પ્રતિવાદી તરફથી મંડન ખંડનાત્મક બહુ જ ચર્ચાઈ હતી.

સ. શાસ્ત્રી હરિજીવનદાસજીની જુબાનીમાં સ્વા. ના. નામનો અર્થ પૂર્વોકત શાસ્ત્ર પ્રણાલિકાએ સમાસ સાથે સપ્રમાણ થઈ ગયો હતો. આ બધું તત્ત્વ જાણવા છતાં પણ શાસ્ત્રોકત અર્થને પણ છોટા કે ખોટા કરીને પોતાનો બંડીયો અર્થ સાબિત કરવાનો દુરાગ્રહ દુરંત ન્યાય કોર્ટમાં પણ કરવામાં આવેલો. પ્ર. નં. ૧ ના ઘણા સાક્ષીઓ એવો અવળો અર્થ કરવા મંડેલા પણ શાસ્ત્રાધારે પૂછતાં તે નહિ મળવાથી છેવટે થાકીને 'પ્ર. નં. ૧ એકે એવો અર્થ શિખવાડેલો', એમ સત્ય વાત કરીને નિવૃત્ત થએલા. છેવટે પ્ર. નં. ૧ ના કો. શ્રીજીસ્વરૂપદાસ શાસ્ત્રી તરીકે સાક્ષીમાં સોત્સાહ આવેલા. તેમણે સરતપાસણીમાં એવો બંડાર્થ સમજાવવા પેરા ૯—"અક્ષર પુરૂષોત્તમ એટલે અમે સ્વામિનારાયણ કહીએ છીએ. સ્વામિનારાયણ એટલે અક્ષરપુરૂષોત્તમ. અક્ષર એટલે ગુણાતીતાનંદ અને પુરૂષોત્તમ એટલે શ્રીજીમહારાજ" પેરા ૧૪ "સ્વામિનારાયણ શબ્દનો એવો હું અર્થ કરું" છું. ઉલટ તપાસમાં સ્વા. ના. શબ્દનો સમાસ પૂછતાં પ્રથમ **'स्वामी च नारायणश्च स्वामिनारायणः** એમ દ્વન્દ્વ સમાસ કર્યો. દ્વન્દ્વ સમાસમાં તો **'रामश्च कृष्णश्च रामकृष्णौ** એની પેઠે સ્વામિનારાયણૌ એમ દ્વિવચનાન્ત પ્રયોગ થવો જોઈએ. એવો પ્રયોગ તો કોઈ સ્થળે જોવામાં આવતો નથી. **स्वामिनारायणः** એવો એકવચનાંત પ્રયોગ જોવામાં આવે છે. આવી શંકા કરતાં તેને પડી મૂકીને, સમાહાર દ્વન્દ્વ સમાસ કહ્યો. તેમાં તો એકવદ્‌ભાવ થતાં નપુંસકલિંગ થવાનો વ્યાકરણ નિયમ હોવાથી **स्वामिनारायणम्** એમ નપુંસકલિંગ થતાં અંતે **म्** પ્રત્યય લાગવો જોઈએ. એવો પ્રયોગ તો સંપ્રદાયમાં ઉપલબ્ધ નથી. આવી આશંકા આવતાં વળી તેને પણ પડી મૂકીને **राधया सहितः कृष्णः राधाकृष्णः** એની પેઠે મધ્યમ પદલોપી સમાસ કરવા લાગ્યા. આવા સમાસનો સાંપ્રદાયિક આધાર માગતાં તે નહિ મળવાથી તેને પણ પડી મૂકયો. છેવટે છેક થાકીને ન

છૂટકે સત્સંગિજીવનની હેતુ ટીકામાં તથા સર્વમંગળ ટીકામાં કહેલો 'સ્વામીચાસૌ નારાયણઃ સ્વામિનારાયણઃ એમ કર્મધારય સમાસ સ્વીકારવો પડયો. સમાસ સ્વીકાર્યો એટલે અર્થ પણ સ્વીકારાઈ ગયો. એટલે સ્વામિ શબ્દનો 'અક્ષર' એવો અર્થ ઉટાંગ-કૂટાંગ કરેલો છોડી જ દેવો પડયો. છેવટે અમે માનીએ છીએ તેવો અર્થ સંપ્રદાયનાં કોઈ પણ શાસ્ત્રોમાં નથી. અને આવો અર્થ મારા ગુરૂએ મને શિખવાડેલો એમ કહ્યું. સ્વામિનારાયણ આખો એક જ શબ્દ શ્રીજીમહારાજ માટે જ વપરાએલો છે. અને વચનામૃતમાં તથા સત્સંગિજીવનમાં પણ સ્વામિનારાયણ શબ્દ શ્રીજીમહારાજ માટે જ વપરાએલો છે. સ્વામિ શબ્દનો અર્થ ઐશ્વર્ય સંપન્ન અને નારાયણ એટલે અંતર્યામિ એવો અર્થ થાય છે, એમ સાચે સાચું કહીને છૂટી પડયા. ચોમેરથી પકડાય ત્યારે સાચું બોલ્યા વિના ચાલે નહિ. જૂઠું કયાં સુધી નભે ? ઉલટ તપાસમાં ટકી શકયા નહિ. ખોટા જૂઠા પાછા પડી ગયા.

આ ઉપરથી સર્વને સત્ય સમજાશે કે સ્વા. ના. નામની અંદરનો સ્વામિ શબ્દ અવર અનુપાસ્ય ગુણાતીતાનંદનો વાચક નહિ. પણ ઉપાસ્ય પરમાત્મા શ્રીહરિનો વાચક છે. પ્ર. નં. ૧ ગુરૂ શાસ્ત્રીએ શિષ્ય શાસ્ત્રીને અવળો અર્થ તો અનેક કૂટ યુક્તિથી શિખવાડેલો પણ તે ભણેલા હોવાથી શાસ્ત્રીય બાબત સ્વીકારી ગયા. 'શાસ્ત્ર વિના બોલે તે સરવે ખોટું, તે પામરનું બોલ્યું કોણ પ્રમાણે' એમ દેવાનંદ વદે છે. ગુણાતીતાનંદ સ્વામીની પ્ર. ૩ વાત ૧૦૦ માં એકલો પોતાનો હૈયાનો ઉઠાવ કામ ન આવે. શાસ્ત્ર પણ જોઈએ. પ્ર. ૩ વાત ૨૭૧ કાલથી અમને એમ વિચાર થયો જે શાસ્ત્ર વિના તો સર્વે અધુરિયું છે. કાંચળીઓ પંથ ને નાસ્તિકના પંથ જેવું છે. એમ ગુણાતીતસ્વામી પણ શાસ્ત્રની અને શાસ્ત્ર-પ્રામાણિકની જરૂર જણાવે છે ઉપરનાં અક્ષરપંથી શાસ્ત્રીનાં વાકયોને વિચારે તો તેના અનુયાયિઓને હવે અવળો સામાવાડીયો અર્થ કરવાનો રહેતો નથી.

આ તો સાક્ષીઓની વાત થઈ પરંતુ વિવાદિ બાબતનો ન્યાય કોર્ટે કેવો નિર્ણય આપ્યો છે, તે પણ ખાસ જાણવાની જરૂર છે. કોર્ટે શાસ્ત્રાનુસારે એવો જ નિર્ણય આપ્યો છે. પેરા ૧૦૨– સ્વામિ એટલે ગુણાતીતાનંદ અને નારાયણ એટલે શ્રીજીમહારાજ એમ પ્રતિવાદીઓએ શોધી કાઢ્યું છે. પ્ર. ૧ ના કેટલાક સાક્ષીઓ જણાવે છે, કે તેઓ પ્ર. નં. ૧ ના પરિચયમાં આવ્યા પછી ઉપરનો અર્થ જાણતા થયા છે. આવો અર્થ કર્યાથી એમ જ કહેવાય કે ભજવા અને ધ્યાન કરવા તેમણે ભગવાનનું દ્વૈતપણું સ્થાપ્યું છે. આ સંબંધમાં આંક ૨૮૦ (શ્રીજીસ્વરૂપદાસ) કબૂલ કરે છે. આ શબ્દ (સ્વા. ના.) સત્સંગિજીવન, સર્વમંગળ સ્તોત્રમાં શ્રીજીમહારાજ એકલા જ માટે વપરાએલ છે. સ્વામિ-નારાયણ શબ્દનો ગુણાતીતાનંદ અને શ્રીજીમહારાજ એવો અર્થ સત્સંગિજીવનમાં ક્યાંય કરી શકાય એમ નથી. અને તેમની જુબાનીમાં પેરા ૯૫થી જણાય છે કે–બે વ્યક્તિઓના સમાવેશની આ રીતને ટેકો આપી શકાય તેમ નથી. કદાચ તેમનાથી વધારે નહિ તો તેમના જેટલા જ વિદ્વાન્ અને પવિત્ર માણસો ૭૫ વર્ષોથી વધારે સમયમાં જે ઉકેલી ન શક્યા તે વસ્તુ પ્રતિવાદીઓ કેવી રીતે ખોળી શક્યા એ વિચિત્ર છે. સં. ૧૯૬૦ સુધી કોઈ અક્ષર પુરૂષોત્તમ વિષે કશું જાણતું ન હતું. આ પ્રમાણે નિર્ણય આપ્યો છે.

ગુણાતીતાનંદ મુનિને મૂળ અક્ષર ઠરાવવા માટે ન્યાય કોર્ટમાં મોટા બારીસ્ટરો રોકીને ઘણી ખોટી દલીલો અને ઉટાંગકૂટાંગ પુરાવા ઉપલક ઉભા કર્યા અને એને માટે ઘણો ખર્ચો કર્યો. પણ કશું જ વળ્યું નહિ. ફોગટ મહેનત થઈ જજમેંટમાં (૯૮) 'ગ્રંથોને લાગે-વળગે છે ત્યાં સુધી તેમાં ક્યાંય ગુણાતીતાનંદ સ્વામી અક્ષર-ધામનો અવતાર હતા એમ કહેવામાં આવ્યું નથી. જો એમ હોય તો પછી ઘણા સાધુઓ ગુ. સ્વામીના મોભાના હોવાનો દાવો કરે કે અમે બધા જ મૂળ અક્ષરો છીએ. શ્રીજીમહારાજ ધામમાં

ગયા પહેલાં તેમણે પોતાના સાધુઓ અને અનુયાયિઓને ગોપાલાનંદ સ્વામીની આજ્ઞા મુજબ વર્તવા આજ્ઞા કરેલી તે વખતે શ્રીજીમહારાજે સત્સંગના મુખ્ય સાધુઓને બોલાવેલા અને તેમાં ગુણાતીતાનંદ ન હતા. (આંક ૨૮૦ પેરા ૧૨૨).

સ. પ્ર. ૩ અ-૭ માં ૪૨૯ સાધુઓનાં નામોનો નિર્દેશ કર્યો છે. તેમાં પણ ગુ. સ્વામીનું નામ નથી. આ ઉપરથી તેમની તે વખતે કેવી ગણના મહત્તા હશે તે જણાઈ આવે છે. એવાને માટે કેવું હડહડતું જૂઠું ધતીંગ પક્ષપાતી પરદ્રોહી ગામઠી ગોઠવી કાઢયું છે અને જ્યાં મોટા મોટાઓની સન્નિધિ હતી, ત્યાં તેવા ખોટા ધતીંગને સ્થાન ન હતું. આ તો તેમનું ખોટું નામ લઈને પાશ્ચાત્ય પોતાને મોટા થઈ પડવાના અધમ ધમપછાડા છે. એ કેટલી બધી અવળચંડાઈ છે. સ્વા. ના. નામના જ કટ્ટા શત્રુઓ બહુ વર્ષે અવતરી આવ્યા.

બોરસદ કોર્ટના જજમેંટમાં પણ લખ્યું છે કે સાધુ યજ્ઞપુરૂષદાસે ભોળા લોકોને ભરમાવીને જુદો પંથ કાઢયો છે. વડતાલ ગાદીનાં જ્યાં મંદિરો છે ત્યાં બીજાં મંદિરો બાંધ્યાં છે. ને કેવળ વડતાલ ઉપર હરિફાઈ કરી રહ્યા છે એટલે એમનો કેવળ હરિફ પંથ છે. આચાર્યે જ મંત્રોપદેશ કરવો જોઈએ અને દીક્ષા એ ભાગવતી દીક્ષા છે. મંત્રોપદેશ આચાર્યે જ કરવો જોઈએ અને બીજો ગમે તેવો મોટો અને પવિત્ર હોય તો પણ તે કરી શકે નહિ. દીક્ષા ઘણી જ અગત્યની વસ્તુ છે. અને આચાર્ય પાસેથી મંત્રોપદેશ લીધા સિવાય કોઈપણ સંપ્રદાયનો (સત્સંગી) હોવાનો દાવો કરી શકે નહિ. મંત્ર દીક્ષા દેશ વિભાગના આચાર્યથી જ થઈ શકે. બીજા કોઈથી નહિ. બે આચાર્યોની સ્થાપના બન્ને આચાર્યોની વિભાગીય હકુમત એકબીજાથી જુદી. પણ ત્રીજો આચાર્ય થઈ શકે નહિ. શ્રીજીમહારાજે પોતે મંત્ર-

દીક્ષાની અગત્યતા ઉપર ઘણો જ ભાર મૂકેલો છે. શ્રીજીમહારાજે પોતે પોતાના બધા જ અનુયાયીઓને પોતે સ્થાપેલા આચાર્ય પાસે ફરીથી મંત્ર ઉપદેશ લેવડાવેલો. શ્રીજીમહારાજે આશ્રિતોના કલ્યાણ માટે ત્રણ આલંબનો નક્કી કર્યા છે. તેમાં એક તો મંદિરોમાં પોતે પધરાવેલી પૂજ્ય પ્રતિમાઓ, બીજું સંપ્રદાયમાં આચાર્ય તરીકે સ્થાપેલાઓ પાસેથી મંત્રદીક્ષા લેવી. ત્રીજું સંપ્રદાયના જે પ્રમાણ ગ્રંથો શિક્ષાપત્રી સત્સંગિજીવન–વચનામૃત વિગેરે. આ ત્રણ આલંબનોનો ત્યાગ કરીને એટલું જ નહિ પણ જે આ કહ્યા છે તેની સામે વૈરવૃત્તિ કરવા માંડયા છે. એટલે આ સાધુ યજ્ઞપુરૂષદાસ વિગેરેને સંપ્રદાયના આશ્રિત તરીકે ગણાય નહિ.

પ્રતિવાદી નં. ૧ સાધુ યજ્ઞપુરૂષદાસના જીવનનો હેવાલ આપવો ઉપયોગી થશે. પ્રતિવાદી નં. ૧ ને કેટલાક વરસ પહેલાં તે વખતના વડતાલ સંસ્થાના આચાર્યે દીક્ષા આપેલી એમ જણાય છે. પછી આંક ૧૪૩ થી જણાય છે કે તેમના પ્રચારના પાખંડીપણાને લીધે તેઓ મુશ્કેલીમાં મુકાયા અને તેમને સાધુના સ્થાનમાંથી ઉતારી પાડી પાળા બનાવવામાં આવ્યા. આચાર્યની બધી ફરજો તેમણે ઉપાડી લીધી છે. અને પોતે (પાટીદાર) સાધુ હોઈ, બ્રહ્મચારીઓને દીક્ષા આપવામાં વર્ણાશ્રમ ધર્મની અવગણના કરી છે.

પ્રતિવાદી નં. ૧ યજ્ઞપુરૂષદાસના આ સંબંધના વર્તન ઉપરથી પ્રતિવાદી–૧ ના હૃદયમાં કોઈના આત્માનો ઉદ્ધાર કરવાનો ઉદ્દેશ નથી. પણ હરિફ મંદિરો સ્થાપી પોતાની તકલીફો કે જે તે સારી રીતે સમજે છે, તેનું સંપ્રદાય ઉપર વેર વાળવા બહાર પડેલા છે. અને મારી ધારણા પ્રમાણે મતભેદો અને તફાવતો એટલા બધા મોટા જણાય છે કે કોઈ પણ તેમના પંથો એક જ છે એમ પ્રામાણિકપણે કહી શકે નહિ. તેઓ જ કબૂલ કરે છે કે

અમો પ્રથમ સ્વામિનારાયણ સંપ્રદાયમાં હતા. અત્યારે નથી. બન્ને ય ગાદીઓ સાથે અમારે સંબંધ નથી વિગેરે. અક્ષર પુરૂષોત્તમની ઉપાસના જે તદ્દન અશાસ્ત્રીય અયોગ્ય અને મનઃ કલ્પિત ઉભી કરવામાં આવેલ છે એ 'અક્ષર પુરૂષોત્તમ શબ્દ' 'સ્વામિનારાયણ' શબ્દનો તદ્દન વિનાશક છે. ને સનાતન વૈદિક સ્વા. ના. સંપ્રદાયને કલંકરૂપ છે પણ કોઈ રીતે હેતુ નથી. તે શ્રીજીનો તથા સ્વામીનો પણ દ્રોહ કરનારૂં આચરણ છે.

જેમ હિંદુસ્તાની હિન્દુઓ સાથે પાકીસ્તાની મુસ્લીમોને એકે ય બાબતમાં મળતાપણું નથી. દેશ, વેષ, ભાષા, માન્યતા, સિદ્ધાંત, ક્રિયા આદિક સઘળી બાબતમાં દિવારાત્રિ જેટલું અંતર છે, તેમ સ્વા. ના. સંપ્રદાય સાથે અક્ષરપંથીઓને એકેય બાબતમાં મળતાપણું નથી. બધી જ બાબતમાં અત્યંત અંતર છે. તે પણ દ્વેષરોષભરી હરિફાઈપૂર્ણ કનડગત ગર્ભિત છે. સ્વામિનારાયણ શબ્દને અક્ષર પુરૂષોત્તમ શબ્દ કશી જ પુષ્ટિ કે ઉપકાર કરનારો નથી. પણ સ્વા. ના. શબ્દને તદ્દન સર્વાંશે વિનાશ કરનારો છે. શ્રીજીમહારાજે પ્રતિપાદન કરેલા સિદ્ધાંત પ્રમાણે મુકતાનંદ સ્વામી કે ગોપાલાનંદ સ્વામી જેવા હોય પણ જો સત્સંગની મર્યાદામાંથી બહાર પડે તો તેને સ્વા. ના. ના સાધુ પણ ન માની શકાય. અને શ્રીજીની પ્રતિમાઓ પણ જો સત્સંગની રીતમાં ન હોય ને બહાર હોય તો તેને શ્રીજીની પ્રતિમા તરીકે ન મનાય તો બીજાની વાત જ કયાં રહી ?

કેટલાક અલ્પશ્રુતો બહુધા અભણ અગણ અણઘડ હોવાથી એવો ઉટાંગ અશાસ્ત્રીય અર્થ કરે છે. સર્વ નારાયણોના જે સ્વામી જેમકે લક્ષ્મીનારાયણ નરનારાયણ કૃષ્ણનારાયણ વાસુદેવ નારાયણ એ આદિક જે નારાયણો સ્વામિનારાયણ છે ને સર્વેના સ્વામી તે છે. આ વાકયનો ખરો અર્થ દેખીતો ચોખ્ખો એ થાય છે કે સર્વનારાયણોના સ્વામી અને સર્વ જગતના સ્વામી એક સ્વામિ-

નારાયણ છે એટલે સર્વનારાયણો થકી સ્વા. ના. તદ્દન જુદા છે. એ બંડાર્થ ખંડાર્થ ફલિત થાય છે. ઉપયોગી થાય એવો સંગત અર્થ આ વાક્યોમાંથી કોઈ રીતે નીકળી શકતો નથી. 'સર્વ નારાયણોના' આ બહુ વચનાંતેથી નારાયણોનું બાહુલ્ય કરવાનો અભિપ્રાય નિકળે છે. આ અનર્થમૂર્તિ અનર્થક અર્થ કોઈ રીતે યોગ્ય સંઘટિત શાસ્ત્રાનુસારી સંપ્રદાયસિદ્ધ નથી. તેઓ કહે છે કે પોતાનું નારાયણ સ્વામી નામ ન આપતાં 'સ્વામિનારાયણ' નામ રચી ભક્તોને ભજન કરવા આપ્યું ને પોતે પણ સભામાંથી ઉઠતી વખતે 'જય સ્વામિનારાયણ' કહી શિખવ્યું. આમ કરવાનો હેતુ અમને એમ દેખાય છે કે–'નારાયણ સ્વામી' નામ રાખવાથી એક સાધુ સંન્યાસીનો દેખાવ થાય અને કેવળ નારાયણ નામ રાખવાથી એવા નારાયણ ઘણા કહેવાય છે, તેમાં અંતર્ભાવ થઈ જાય. માટે પોતાની અધિકતા બતાવવા સારૂ સર્વે નારાયણોના સ્વામી તરીકે "સ્વામિનારાયણ" એવું નામ રાખ્યું અને એ નામનું ભજન કરાવીને પ્રવર્તાવ્યું. આવા વિવેક વિચાર વિરહિત અશાસ્ત્રીય અપસિદ્ધાંત મતને માને છે.

નારાયણ શબ્દ તો વેદાંત વેદ્ય અનાદિ જગત્કર્તા પરમાત્માનો જ મુખ્ય વાચક અસાધારણ અનન્યગામી છે. **साक्षात् नारायण: स्वयम्** (સ પ્ર. ૩ અ. ૫૫) **'नारायणं गुरुवरं,'** (પ્ર. ૨ અ. ૧૦) **श्रीनारायणेन स्वयमेव गीतम्** (પ્ર. ૫ અ. ૭) **नारायणं नरक तारण नामधेयम्' नारायणं परमयैव मुदा स्मरन्तम्** (પ્ર. ૫ અ. ૬૬) **नारायणचरित्रे, कृष्णो नारायणो हरिः** (જનમંગળ) ઈત્યાદિ બહુ સ્થળે કેવળ નારાયણ નામથી જ શ્રીહરિને નિરૂપ્યા છે. નિરૂપક બીજા કોઈ અવર નહિ પણ શતાનંદ મહર્ષિ છે. કદાચ શ્રીહરિનો સર્વોપરી અવતારીપણાનો મહા મહિમા સમજાવવા માટે એમ ઉટાંગ કરતા હોય તો તેમ પણ સિદ્ધ થતું નથી. મૂળ પરાત્પર પરંબ્રહ્મ પરમાત્માનું જ મુખ્ય-

વાચક અસાધારણ નામ 'નારાયણ હોવાથી એ નામથી શ્રીહરિને નિરૂપવાથી તેમનો સર્વાધિક મહિમા આવે છે. માટે જ શ્રીહરિને સર્વાવતારી તરીકે નિરૂપવાને ખાસ પ્રસંગે પણ **मत्स्यं कूर्मं वराहं-धृतपुरुषपुषं नौमि नारायणं त्वाम्** (પ્ર. ૩ અ. ૧૭) એમ અવતારીને કેવળ નારાયણ નામથી નિરૂપ્યા છે. નિરૂપક કોઈ અવર નહિ પણ મુખ્ય વર્ણી મુકુંદાનંદજી છે.

વચ. ૨૧ અને પુરૂષોત્તમ નારાયણ તે સર્વેના સ્વામી છે. લો. ૧૪ તેમ એ નારાયણ પોતાને ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે...નારાયણ જેવા તો એક નારાયણ જ છે. લો. ૧૪ તથા ભગવાનના જે ઘણાક અવતાર થયા છે તેને એમ જાણીએ છીએ જે એ સર્વે અવતાર તે નારાયણના જ છે. રામાનુજનો એમ મત છે, જે જીવ માયા અને પુરૂષોત્તમ એ ત્રણે નિત્ય છે અને પુરૂષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે. ને સર્વેના કારણ છે. તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્યાકાર થકા વિરાજમાન છે. ને સર્વે જે અવતાર તે તેના છે. એવા જે પુરૂષોત્તમ નારાયણ તેની ઉપાસના જીવે કરવી...રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર-અક્ષર થકી પર જે પુરૂષોત્તમ ભગવાન તેનું નિરૂપણ કર્યું છે. તે પુરૂષોત્તમ ભગવાનને વિષે તો અમારે ઉપાસના છે. રામાનુજીય મતે જે નારાયણને ઉપાસ્ય ઈષ્ટ સ્વરૂપ કહે છે તે નારાયણ નામ તો ઉદ્ધવ સંપ્રદાય મતે ઉપાસ્ય ઈષ્ટદેવ સ્વામિનારાયણ નામમાં પણ આવે છે. નારાયણ તો મુખ્ય નામ છે. સ્વામી તો એમનું એક વિશેષણ છે. આટલા શ્રીમુખ શબ્દો જ વાંચે, વિચારે તો જુદાઈના સર્વસંશયો નષ્ટ થઈ જાય છે.

લક્ષ્મીનારાયણ, નરનારાયણ કૃષ્ણનારાયણ વાસુદેવ નારાયણ એ આદિક મંગળ નામથી શ્રીહરિને જ તત્ત્વતઃ સંનિરૂપ્યા છે. બીજી બધી બાબતોને અને બધાં પ્રમાણોને પણ ક્ષણભર બાજુ પર મૂકીને શિક્ષાપત્રીના હૃદયસ્થાનરૂપ મધ્ય ભાગનું પરમ પ્રમાણ લઈએ તો બસ છે. **स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः।**

**रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि। ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः** આ રીતે "જે અંતર્યામિ સર્વેશ સર્વકર્મ ફળપ્રદ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ઉપાસ્ય ઇષ્ટદેવ છે. એજ રાધાના યોગથી રાધાકૃષ્ણ, એજ રૂકિમણીના યોગથી લક્ષ્મીનારાયણ એજ નરના યોગથી નરનારાયણ કહેવાય એમ કહીને અંતે **'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा** એમ શ્રીકૃષ્ણનાં શ્રીકૃષ્ણનારાયણ નરનારાયણ લક્ષ્મીનારાયણ આદિક સ્વરૂપોમાં ભેદ નથી. આ એક જ સ્ફૂટાર્થ વાક્ય લઈએ તો કિંચિત્ પણ શંકા રહેતી નથી. જેમ શાસ્ત્ર વિરૂદ્ધ અર્થ થાય છે. તેમ સમાસ પણ વ્યાકરણ વિરૂદ્ધ કરવો પડે છે. **'नारायणानां स्वामी'** એવો ષષ્ઠિતત્પુરૂષ સમાસ કરતાં **नारायण स्वामी** એમ જ થાય પણ સ્વામિનારાયણ એમ ન થાય, કારણ કે એવા સમાસમાં સ્વામિ શબ્દનો પૂર્વ નિપાત થાય એવું ચોખ્ખું વ્યાકરણ સૂત્ર નથી. આપણા વૃદ્ધો વ્યાકરણના નિયમને જાણતા હોવાથી એવો સમાસ ઉટાંગ નહિ કરતાં સંગત કર્મધારય કર્યો છે. તે વ્યાકરણના નિયમથી અવિરૂદ્ધ છે. અર્થથી તો અવિરૂદ્ધ છે જ. **महाजनो येन गतः स पन्थाः** એ પ્રમાણે અનુયાયિઓએ અનુવર્તવું જોઈએ.

વળી આ બાબતમાં બીજી અવશ્ય જાણવા જેવી વાત છે. "**नारायण**" એ યોગરૂઢ સંજ્ઞા છે. તે એક મૂળ પરંબ્રહ્મ પુરૂષોત્તમની અસાધારણ છે. તે આ સંજ્ઞા જો અવર ભવ બ્રહ્માદિકમાં લઈ જવાય તો **नारायन** એમ નકાર જ રહે પણ ણ કાર થાય નહિ. પુરૂષોત્તમ નારાયણમાં જ લઈએ તો જ **नारायण** એમ ણ કાર થાય એને માટે **पूर्वपदात्संज्ञायामगः** એવો વ્યાકરણનો નિયમ છે. આ ખાસ કારણથી અનન્યગામી એ સંજ્ઞાનો પ્રયોગ જ્યારે ભવ બ્રહ્માદિક ઈશ્વરોમાં થઈ શકે નહિ તો પછી અન્ય અવર જીવ મુકતાદિકમાં ન થાય એમાં કહેવું જ શું ? આ ખાસ કારણથી પણ એ પૂજ્ય શબ્દનો પ્રયોગ પરંબ્રહ્મ પુરૂષોત્તમ

નારાયણુ અને તેમના અનન્ય તત્ત્વ રામકૃષ્ણાદિક અવતારો સિવાય બીજા કોઈમાં પણ થઈ શકે નહિ એ નિર્વિવાદ છે. જ્યારે આવા અનન્યગામી નારાયણ શબ્દનો અવર પર અર્થ લેવાય ત્યારે તેનો વેદાદિ શાસ્ત્રોએ અને મહાસદ્ગુરૂઓએ કરેલો મુદ્દાનો સર્વાન્તર્યામિપણારૂપ અર્થ અને તદર્થવાળું નારાયણ નામ પણ તેમાં ખરી રીતે સંભવે નહિ. એ પણ ખાસ વિચારવા જેવું છે. માટે 'નારાયણોના નારાયણ' એમ કદાપિ જલ્પાય નહિ. ઉપર પ્રમાણે સાંપ્રદાયિક શુદ્ધ શાસ્ત્રાર્થ સપ્રમાણ કહ્યો.

મહામંદિરોમાં પધરાવેલી નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ કૃષ્ણનારાયણ વિગેરે મૂર્તિઓને પણ અક્ષર-ધામાધિપતિપણે કહેવાપૂર્વક તેમની સાથે શ્રીહરિનો આત્મતત્ત્વથી અભેદ બહુધા વર્ણવ્યો છે. 'નરનારાયણ એજ સ્વામિનારાયણ છે' એવો તો આખો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત છે. નરનારાયણ લક્ષ્મી-નારાયણ નામથી જ સંપ્રદાયનો સઘળો વહિવટ વ્યવસ્થિત વિભાગીય છે. નરનારાયણ તો અમારા હૃદયમાં વિરાજે છે (વચ.) એમ શ્રીમુખે કહ્યું છે. કૃષ્ણનારાયણને તો ઉપાસ્ય ઇષ્ટદેવપણે પ્રતિપાદવાપૂર્વક તેમના અનન્ય અવતાર તરીકે શ્રીહરિને નિરૂપ-વાનો ચોખ્ખો અભિપ્રાય પદે પદે છે. આ સઘળો શાસ્ત્રીય વિચાર વિવેક કરીએ તો શ્રીહરિનો પણ આ નારાયણોમાં અંતર્ભાવ આપોઆપ આવી જાય છે. શ્રીહરિને સહસ્ર નામથી પણ નિરૂપ્યા છે. આ દીર્ઘદૃષ્ટિએ દેખીએ તો નારાયણોના સ્વામી તે સ્વા. ના. એવો અર્થ કોઈ પણ અંશે સમન્વિત ઘટિત નથી.

આ જપનીય ભજનીય નામ કે જે પરાત્પર પરમાત્માનું મુખ્ય અસાધારણ વાચક હોઈને ભવબ્રહ્માદિક સર્વ થકી પૃથક કરનારૂં સર્વમાન્ય સર્વોપરી છે. તેને બીજી જીવાદિ તુચ્છ વ્યક્તિમાં લઈ જવાનો દુરાશય દર્શાવ્યો છે તે તદ્દન આસુર હોઈને શ્રીહરિના અપરિહાર્ય અપરાધ તુલ્ય છે. એકે સ્વામી શબ્દ અવરમાં લીધો

તો બીજાએ નારાયણ શબ્દ અવરમાં લીધો એમ કહીને આખો સ્વામિનારાયણ શબ્દાર્થ જ શ્રીજી માન્ય વૃદ્ધ માન્ય હતો તેને ઉડાવી દઈને છપૈયાધામી ધર્મપુત્રને તો નનામા નકામા જ કરી દીધા છે. બહુ બૂરી દશા લાવ્યા છે.

આ ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિનું અસાધારણ નામ જપનીય સ્વા. ના. છે અને તે પોતે જ રચી ભક્તોને ભજન કરવા આપ્યું છે. અને જય સ્વામિનારાયણ કરીને શિખવ્યું અને તેનો અપાર મહિમા કહ્યો. આ નામનો પ્રચાર થયા પછી ચૌદ વર્ષે ગુણાતીતાનંદ સ્વામી સત્સંગમાં આવ્યા છે.

શ્રીજીમહારાજે વચનામૃતમાં કહ્યું છે કે–વ્યાસ નારદ વાલ્મીકી સનકાદિક ઈત્યાદિ જે મોટા પુરૂષોએ શાસ્ત્રમાં કહેલો વિધિ નિષેધ સત્ય છે. જેમ હુંડી લખી આપે છે તેમ મોટા પુરૂષની આજ્ઞાએ કરીને જે ધર્મ પાળે તેનું જ કલ્યાણ થાય છે ને મોટા પુરૂષના વચનનો જેને વિશ્વાસ નથી તેને નાસ્તિક જાણવો ને મહાપાપી જાણવો ને તેને ચંડાળ જાણવો એનો કોઈ પ્રકારે સંગ રાખવો નહિ. "સ્વા. ના. નામનો મહિમા કહેતા હોય ને ધર્માદિ સંબંધી લખાણો આપતા હોય" એ સાધુ જો સત્સંગની મર્યાદામાં હોય તો જ તેના મુખની કથા, વાર્તા, લખાણ વિગેરે વાંચી સાંભળી શકાય. ને જે મર્યાદા બહાર ગયા હોય તો તેનું વાંચવા સાંભળવાથી ઉપરનાં શ્રીજીએ કહેલાં બધાં વિશેષણો આપણને લાગુ પડે. જેઓ મર્યાદા બહાર નિકળેલા હોય તેના પ્રસંગથી આપણે આ જન્મે કે બીજે જન્મે જરૂર તેના જેવા મર્યાદા બહાર થઈએ.

શ્રીજીએ બાંધેલી બે ગાદી અને તેની સાથે સંકળાએલા ત્યાગીઓ તથા ગૃહસ્થો તથા શાસ્ત્રો તથા મંદિરો તેમને જ સત્સંગ કહ્યો છે. ને તેમાં રહેલાને જ સત્સંગી કહ્યા છે. બાકીના સ્વા. ના. ના સત્સંગથી વિમુખ છે. પછી તે સ્વા. ના ને ભજતા

હોય કે ન હોય. આ શ્રીજીનો તથા મોટા સંતોનો અભિપ્રાય છે. વિમુખની પંક્તિમાં ક્યારેય પણ ભળવું નહિ. સત્સંગમાં જુદા જુદા પક્ષો પાડવાનું પાપ કરવું તે કરતાં એક શ્રીજીનો પક્ષ રાખવો. એમાંજ કલ્યાણ છે. ગામે ગામે સત્સંગીઓમાં કલેશ કરવાથી કે ભાગલા પાડવાથી કલ્યાણ નથી. તેને માટે તો નરક જ તૈયાર છે. જેઓ પક્ષ પાડીને સત્સંગમાં ફરે છે. નવા કરતા નથી. પણ જૂનાઓને ખાનમાનથી પાડી નાંખે છે. સત્સંગીઓએ આવા વિમુખોના ખાનમાનને ઝેર જેવા ગણવાં. અંતે તે નરક જ આપનાર છે.

ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિએ તો કોઇને એવી મહોર છાપ મારી આપી નથી તેમ પ્રમાણપત્ર પ્રબન્ધોમાં પણ એવું લખ્યું નથી. તેમ શ્રીજીના સહચર કોઈ મુક્તોએ 'અમુક એક જ સ્વામી શ્રીજીના સંયુક્ત નામમાં સ્વામિ શબ્દથી સંબોધાશે. એમ કહ્યું લખ્યું નથી, આવી સત્ય શુદ્ધ સ્થિતિ હોવા છતાં જ્યારે એકલા ગુણા. સ્વામી સામાન્ય વ્યક્તિનો એવો હક પરાણે ગોઠવાય ત્યારે તેથી મોટા બીજાઓનો તો તેવો હક અવશ્ય ગોઠવાય જ. ગામઠી ગોઠવણી સિવાય બીજો કશો સત્ય અર્થ તો નથી જ. અને એવી ગોઠવણી કરવા જાય તો તેમાં પ્રથમ તો રામાનંદ સ્વામીનો એમાં હક હોઈ શકે, કેમ કે જેમને શ્રીજીએ સ્વગ્રંથમાં સ્વામી શબ્દથી બહુધા સંબોધ્યા છે. 'શ્રીજી સ્વામી માંડવામાં બિરાજે એમ પણ ગાયું છે. અને વળી જે શ્રીજીના ગુરૂ દીક્ષાદાતા હોઇને શ્રીજીએ જેમને પરંપરામાં ગણ્યા છે. અને જેમણે શ્રીજીને પોતાની પૂજ્ય ગાદીએ બેસાડયા છે. અને વળી ઉદ્ધવાવતાર જેમના નામથી સંપ્રદાયનું 'ઉદ્ધવ સંપ્રદાય' એવું સાર્થક નામ શ્રીજીએજ ભરસભામાં નક્કી કર્યું છે. આ સઘળી સૂક્ષ્મદૃષ્ટિએ વિચારીએ તો પ્રથમ હક આખો રામાનંદ સ્વામીનો સંભવિત સમન્વિત સર્વને લાગે છે. એટલે સ્વામી કહેતાં રામાનંદ અને નારાયણ

કહેતાં સહજાનંદ એમ મળીને સ્વા. ના. નામ થયું. બન્નેનું સહ ભજન પણ સંભવિત છે. કેમકે શ્રીજીએ દીક્ષાગુરૂ તરીકે તેમને પ્રથમ સ્મૃતિમાં લીધા છે. બીજે નંબરે આ હક ધર્મવંશી આચાર્યોનો કાયદેસરનો લાગે, કેમકે તેમને પોતાની પૂજ્ય ગાદીએ સ્થાપન કર્યા છે. અને તેમને બધી સત્તા ધર્મધુરા સોંપવામાં આવી છે. અને શ્રીજીએ તથા મુકતોએ તેમનો મહિમા પોતા જેવો ગ્રંથમાં ગાયો છે. ત્રીજે નંબરે મુકતાનંદ સ્વામીનો હક ખાસ લાગે કારણ કે તે રામાનંદ સ્વામીના શિષ્યોમાં અગ્રેસર વૃધ્ધ વિદ્વાન્ તરીકે ગાદીલાયક હતા. અને ભગવાન શ્રીહરિ પણ તેમને ગુરૂ તરીકે માનતા હતા. અને નવ મહિના સુધી તેમની આજ્ઞામાં અચૂક રહેલા અને તેમનો મહિમા પણ વચનામૃતાદિ જેવા પ્રસિદ્ધ પુસ્તકમાં પણ શ્રીમુખે બહુ ગાયો છે. અને સ્વામી નામથી પણ બહુધા શ્રીમુખે સંબોધ્યા છે. એ પછી શતાનંદ મહર્ષિ કે જેમને ત્રિકાળનું જ્ઞાન આપીને જેમની પાસે સત્સંગિજીવન મહાગ્રંથ કરાવ્યો અને તેમાંથી જનમંગળ સર્વમંગળ સ્તોત્રનો સમુદ્ધાર કરાવ્યો. અને જેમનાં વિશેષ વખાણ ગ્રંથમાં જ લખાયાં છે. તેમનો હક તો ખાસ લાગે. આ પછી નૈષ્ઠિક મુકુદાનંદ બ્રહ્મચારી કે જે શ્રીજીના સહાય સહચર હોઈને શ્રીજીની સઘળી સેવા સજનારા હતા. અને જેમનું નામ પણ મૂળજી મળતું હતું. અને જેમની શ્રીજીએ ગ્રંથમાં ઘણી પ્રશંસા કરી છે. અને 'મૂળાનંદ અને સહજાનંદની જોડ' પણ કહેવાય છે. એમનો હક ખરો લાગે. 'મૂળજી બ્રહ્મચારી રે લોલ' એમ જૂનાગઢના કવિ બ્રહ્મચારીએ ગાયું છે. એટલે એ હક એમનો અવશ્ય લાગે જ. આ પછી ગોપાલાનંદ સ્વામી કે જેમને શ્રીજીએ બન્ને દેશના રક્ષક મોટેરા કર્યા હતા. અને જે યોગિરાજ હતા. અને જેમનો અપૂર્વ મહિમા તથા પરચા નિષ્કુલાનંદ મહા મુનિએ વર્ણવ્યા છે. અને જેમને મૂળ અક્ષર તરીકે માનનારાની સંખ્યા

પણ ખુદ જૂનાગઢ વડતાલ અમદાવાદ ગઢડા આદિક દેશમાં અત્યધિક છે. અને એવી વાતો પણ જૂનાગઢીઓએ જ જોડી કાઢી છે. 'પ્રભુ સાથે પ્રગટયા, ખરા ભકત તે નામ ખુશાલ' એવું વાક્ય પણ અભિવ્યંજક સુંદર છે એ દૃષ્ટિએ જોઇએ તો એમનો હક તો ખાસ નિર્વિવાદ લાગે તેવો છે તેમજ નિત્યાનંદ સ્વામી કે જે પંડિતરાજ હોઇને જેમની પાસે શ્રીહરિ કથા કરાવતા હતા. અને જ્યાં ત્યાં પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરીને દિગ્વિજય સંપ્રદાયનો મેળવતા હતા. અને જેમનાં વખાણ શ્રીમુખે કરેલાં છે. એમનો હક ઠીક લાગુ થાય. એજ રીતે બ્રહ્માનંદ સ્વામી કે જે કવિ વર હોઈને અનેક કવિતાઓ કરીને શ્રીહરિને સદા સુપ્રસન્ન કરનારા હતા. અને અમદાવાદ ગાદી તળે તેમનું પ્રથમ નામ ચાલે છે. બ્રહ્માનંદ નામ પણ અનુગુણ છે. તેમનો હક સારો લાગે. એ પછી શુકાનંદ સ્વામી કે જે શ્રીહરિના સહચર હોઇને સંપ્રદાયના લેખન–શોધનમાં નિયુકત હતા. અને જેમનાં વખાણ શ્રીમુખે વચનામૃતમાં કર્યાં છે. એમનો હક સ્વતઃ લાગે. એ રીતે જેમને કાંઈક આદર્શ સદ્‌ગુરૂ સાધુ તરીકે ઉચ્ચ પદવી આપી હોય અને શ્રીમુખે પ્રશંસા કરી હોય એવા નિષ્કુલાનંદ અદ્‌ભુતાનંદ અક્ષરાનંદ આદિકનો પણ હક લાગે. જેમ ગુ. સ્વામી જૂનાગઢના મહંત હતા. એમ અદ્‌ભુતાનંદ સ્વામી ધોળેરાના અને અક્ષરાનંદ સ્વામી વડતાલના મહંત હતા. આ પછી બીજા બધા જ નંદપદવી ધારી સ્વામીઓનો હક લાગે. એમ સર્વને સાધારણ હક લાગતાં સર્વ કોઇએ એક ગુરૂ સ્વામી તો માન્યા હોય જ તેમાં જ્યારે એક શિષ્ય મંડળી સ્વા. ના. નામમાં સ્વામિ શબ્દથી પોતાના ગુરૂ ગુ. સ્વામીને ઠરાવીને તેને ગોખાવે. અને શ્રીજી સાથે તેમની મૂર્તિઓ પધરાવીને સહ ભજન કરાવે. તો બીજી મંડળી મુક્તાનંદ સ્વામીને તો ત્રીજી ગોપાળાનંદને તો ચોથી નિત્યાનંદજીને તો બીજી મંડળી મનમાન્યા બીજા હરકોઈને સ્વા. ના. નામમાં

સ્વામિ શબ્દથી ઠરાવીને ગોખાવે. અને મૂર્તિઓ ચિત્રની કે ધાતુની પધરાવીને સહુભજન કરાવે. તો સ્વા. ના. નામની અને તેમના સંપ્રદાયની અને સંપ્રદાયના બંધારણની કેવી અવદશા થાય? સંપ્રદાય જ બધો વહેંચાઈ જાય અને જુદા જુદા વંઠેલ વાડા થઈ જાય. અને અંતે છિન્નભિન્ન થઈ જાય અને સ્વા. ના. નું નામ પણ બદનામ નિરર્થક અનર્થક થઈ જાય. અને શાસ્ત્રોની પણ બહુ બૂરી દશા તુચ્છ થઈ જાય. ફજેતાનો પાર ન રહે. જેમ જેને ફાવે તેમ કરવાનો અધિકાર મનસ્વી મનાઈ ગયો. એટલે ફાવે તેમ ગોઠવણી કરે. એમાં કોઈને ના કહેવાનો હક તો નથી જ. ગઢડાના સ. શાસ્ત્રી હરિપ્રકાશદાસજી તથા જૂનાગઢના સ. શાસ્ત્રી નારાયણ પ્રસાદદાસજી કાશી ભણતા હતા. તેઓએ પ્રશ્નોત્તરસાગર નામની એક ચોપડી છાપી તેમાં અક્ષર પરિભાષાએવં મીમાંસામાં કહ્યા પ્રમાણે શ્રીજીએ કે તેમના મુક્તોએ એવો સીક્કો કોઈને મારી આપેલો નહિ હોવાથી બધી ગોઠવણી ગ્રામ્ય બનાવટી વિમુખ ઠરે છે. ગુણાતીતાનંદજી ૧૮૬૬માં સાધુ થએલા હતા. સ્વામિનારાયણ નામની પ્રવૃત્તિ ૧૮૫૮થી થઈ છે. એટલે આઠ વર્ષ સ્વામી શબ્દ નિરર્થક પડી રહેલો? કે કોઈ બીજામાં વપરાએલો? કે શ્રીજીમાં વપરાએલો એ પણ એક વિચાર ઉપર આવીને નક્કી કરવા જેવું છે.

ષડક્ષરમાંથી બે અક્ષરોને બીજી કનિષ્ઠ વ્યક્તિમાં લઈ જાય તો ષડક્ષર મંત્ર રહે નહિ એ પણ વિચારવા જેવું છે. જો ધામને આપેલા 'ગુણાતીત' વિશેષણ માત્રથી 'ગુણાતીતાનંદ' એમ ઠરતું હોય તો ધામને તો અચ્યુત અક્ષર અદ્ભુત અવિનાશી બ્રહ્મ નિત્ય ગોલોક વૈકુંઠ આદિક અનેક વિશેષણો અપાએલાં છે. એ ઉપરથી અચ્યુતાનંદ અક્ષરાનંદ અદ્ભૂતાનંદ બ્રહ્માનંદ અવિનાશાનંદ ગોલોકાનંદ વૈકુંઠાનંદ આદિક મુનિઓ પણ મૂળ અક્ષર કે તેના અવતારો સુખેથી ઠરે, ઘરનો ઠરાવ ગોઠવવાનો હોય ત્યાં

ના કહેનારનું કશું ચાલે નહિ. ગુ. સ્વામી નામે ગુંથાએલી પ્ર. ૧ વાત ૩૪૭ 'મુસલમાન કોઇથી વટલાય નહિ તેમ વિમુખને કોઈ વાતનો વિચાર નથી. એમ જે ભવિષ્ય ભાખ્યું છે તે બરોબર મળતું આવે છે. આ વાત આટલેથી અટકતી નથી. એક ગુ. સ્વામીની અને તેમની મંડળીની મિથ્યા મહત્તા માટે સંપ્રદાયના અધિષ્ઠાતા આચાર્યો, મુકતાનંદ ગોપાલાનંદ શુકાનંદ બ્રહ્માનંદ મહાનુભાવાનંદ આદિક મુખ્ય સંતોને જે કોઈ એક મિથ્યા દોષ અડાવીને ઉતારી પાડવાની પાડા ખારતા વાતે વાતે વાપરેલી જોવામાં આવે છે. કલ્પિત વાતોની મોટાઈ માનવા માટે સંપ્રદાયના શિક્ષાપત્રી સત્સંગીજીવન વચનામૃત વિગેરે મૂખ્ય માન્ય ગ્રંથોને પણ દોષારોપણ કરીને ઉતારી પાડવાની પાડાખારતા વાપરી છે.

ખાસ જાણવા જેવું કા. વ. ૧૦ અને જીવનું કલ્યાણ તો આટલી જ વાતમાં છે જે 'પ્રકટ પ્રમાણ એવા જે શ્રીકૃષ્ણ 'નારાયણ' તેનું જ કર્યું સર્વે થાય છે પણ કાળ કર્મ માયાદિક કોઈનું કર્યું કાંઈ થતું નથી. એવી રીતે એક ભગવાનને વિષે કર્તાપણું સમજવું એજ કલ્યાણનુંપરમ કારણ છે....અને જે જીવ ભગવાનને કર્તાહર્તા નથી જાણતો તો તેથી બીજો કોઈ પાપી નથી અને ગૌહત્યા બ્રહ્મહત્યા ગુરૂસ્રીનો સંગ તથા બ્રહ્મવેત્તા સદ્ગુરૂનો દ્રોહ થકી પણ એને વધુ પાપી જાણવો. કાંજે ભગવાન વિના બીજાને કર્તા જાણે છે માટે એવો જે નાસ્તિક ચંડાળ હોય તેની તો છાયામાં પણ ઉભું રહેવું નહિ. ને ભૂલમાં પણ તેના મુખનું વચન સાંભળવું નહિ. અને જે ભગવાનના ભકત હોય તે ભગવાનને પ્રતાપે કરીને બ્રહ્મા, શિવ, શુકજી, નારદ તે જેવા પણ થાય અને પ્રકૃતિ પુરૂષ જેવા પણ થાય અને બ્રહ્મ તથા અક્ષર જેવા પણ થાય તો પણ શ્રી પુરૂષોત્તમ નારાયણ જેવો થવાને તો કોઈ સમર્થ નથી. માટે જેનો સંગ કર્યા થકી તથા જે શાસ્ત્ર સાંભળવા થકી ભગવાનની ઉપાસનાનું ખંડન થઇને સ્વામી સેવક ભાવ ટળી

જતો હોય તો તે સંગનો તથા તે શાસ્ત્રનો શ્વપચની પેઠે તત્કાળ ત્યાગ કરવો.

શ્રીજીમહારાજના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન ગુ. સ્વામીએ પ્રાગજી ભકતને આપ્યું. પ્રાગજી ભકતે તે જ જ્ઞાન તથા ઐશ્વર્ય શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસને આપ્યું. યજ્ઞપુરૂષદાસે લજ્જા માન અને ભયનો ત્યાગ કરી પ્રાગજી ભકતની પરમસેવા કરી અને તેની પાસેથી અલૌકિક જ્ઞાન તથા ઐશ્વર્ય સંપાદન કર્યું (અક્ષર પુરૂષોત્તમ ચરિત સર્ગ ૨ માં છાપેલું છે.) શાસ્ત્રીએ પ્રાગજી થકી જ્ઞાન મેળવ્યું હોવાથી શાસ્ત્રીના ગુરૂ પ્રાગજી કહેવાય. ગુ. સ્વામીના શિષ્યોમાં પ્રાગજી સિવાય અગ્રસ્થાન ભોગવે એવો કોઈ શિષ્ય જ ન મળે. આ કેવી શિષ્ય લજ્જામણી વાત? સ્વામીએ જાગા પ્રાગાને કદાચિત્ જ્ઞાન ઐશ્વર્ય આપ્યું કહ્યું હોય તો ઠીક છે. પણ અદીક્ષિત અસાધુ અજાણુ અસમર્થ જાગા પ્રાગા મોચી દરજીએ ઉચ્ચ સાધુ શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું કહેવું એ તો સંપ્રદાયની દૃષ્ટિએ બિલકુલ ઠીક કહેવાય નહિ. પોતે જાતિએ ઉચ્ચ વૈશ્ય હોઇને આચાર્ય થકી દીક્ષાને પામીને સાધુ થયા છે. ગુરૂ વિજ્ઞાનાનંદ સ્વામી પાસેથી વિજ્ઞાનને પામ્યા છે. આ બધાનો વિચાર કરીએ તો પોતામાં જ્ઞાન ઐશ્વર્ય આત્મીય અત્યધિક કહેવાય. આથી અધિક ઉચ્છિષ્ટ અધિક જ્ઞાન ઐશ્વર્ય શું અદીક્ષિત અસાધુ અજાણુ અસમર્થ જાગા પ્રાગા થકી પરકીય મેળવ્યું હશે તે તો તેઓ ખાનગી જાણે. કયાં ઈતિર અજાણુ જાગા પ્રાગા ભકત? અને કયાં સાધુશાસ્ત્રી યજ્ઞપુરૂષદાસજી? બન્ને વચ્ચે વિચારીએ તો તેજસ્તિમિર જેટલો ભેદ છે. એનો પણ અણુ જેટલો વિચાર નહિ કરતાં અજ્ઞ શિષ્યો શાસ્ત્રીના ગુરૂ જાગા પ્રાગા ભક્તને ઠરાવીને, તેમની ઈતિરની અનુવૃત્તિપૂર્વક સેવા કરવા દ્વારા પ્રસન્નતા મેળવીને તે દ્વારા જ્ઞાન ઐશ્વર્ય મેળવ્યાની વિષમ વાતો ઉઘાડે છોગે કરતાં કેમ લગાર પણ, લજ્જાતા નહિ હોય? જો

કદાચિત્ કોઈ જ્ઞાન ઐશ્વર્ય મળ્યું હોય તો તે શુદ્ધ સંપ્રદાયનું તો નહિ જ. પણ સંપ્રદાય થકી સર્વથા વિમુખ થવાનું અસાંપ્રદાયિક જ છે. જે અત્યારે જાહેરમાં જોવામાં આવે છે. આથી તો દીક્ષાદાતા ગુરૂ વિજ્ઞાનાનંદ સ્વામી થકી જ્ઞાન ઐશ્વર્ય મેળવ્યાનું ઠરાવીને આવું કાંઈ ધતીંગ ચલાવ્યું હોત તો સંભવિત યોગ્ય સુંદર હતું. વિમુખ જ્ઞાન ઐશ્વર્ય મેળવીને સંપ્રદાય થકી વિમુખ થઈ સંપ્રદાય સામે રાગદ્વેષ વેર ઈર્ષ્યા ભાવથી મંદિરો કરાવ્યાં. પ્ર. વ. ૧૮ અમારો વાદ લેશો તો તેનું જરૂર ભુંડુ થશે.

કોઈ સજાતીય સમાન સભ્ય સાધુ બ્રહ્મચારી સદ્ગુરૂ કે કોઈ વિદ્વાનનું નામ લેવામાં આવ્યું નથી. આ અવસરે જૂનાગઢમાં જ ઘણા સાધુ બ્રહ્મચારીઓની હયાતી હતી. તેમજ સ્વામીના પોતાના જ ઘણા ગુણી સમર્થ મોટા સાધુ શિષ્યો વિગેરેની હયાતી હતી. એમાંના કોઇનું નામ લીધું હોત તો કાંઇક ઠીક કહેવાત. તે સર્વ સુજ્ઞ આ રીતે સમજી શકે છે. આ વિરૂદ્ધ કલ્પિત કુવાદમાં કોઈ શાસ્ત્રીય પ્રમાણ તો આરંભથી જ હતું નહિ. જેને આચાર્ય થકી સાંપ્રદાયિક શાસ્ત્રીય દીક્ષા નથી તેમ કશું શાસ્ત્રીય લેશ વિજ્ઞાન નથી એવા શુદ્ર જાતિના જાગાભકત તથા પ્રાગાભકત થકી સંપ્રદાય વિરોધી મનઃ કલ્પિત ગુણાતીત પંથની શરૂઆત એમના શિષ્યો સમજાવે છે. તે શું લજ્જાસ્પદ–હાસ્યાસ્પદ નથી ? સંપ્રદાયની દૃષ્ટિએ આ બધું ય અશાસ્ત્રીય અયોગ્ય અસહ્ય અતિનિંદ્ય છે. જાગાભકત જાતના મોચી હોવાથી તેમને મંદિરમાં ત્યાગી તરીકે રહેવાની ઇચ્છા છતાં સ્વામી જ તેને અવકાશ આપતા નહિ. અને વિરૂદ્ધમાં હતા. આ પછી ભકતે ગુ. સ્વામી સાથે ગો. સ્વામીનો સારો સંબંધ જાણીને પ્રાર્થના કરી ભલામણ કરાવી. આ ઉપરથી ગુ. મુનિએ જાગા ભકતને મંદિરમાં રાખ્યા અને જાતીએ ઉતરતા હોવાથી સર્વથી જુદું રહેવાનું સ્થાન આપ્યું. અને મંદિરમાં રિવાજ મુજબ તેને ત્યાગીઓના જોડા સીવવાનું ઘટતું કામ સોંપ્યું. આ બાબતને બોરસદ કોર્ટમાં સાક્ષી તરીકે આવેલા જૂનાગઢના મહંતે ટેકો આપ્યો છે. એક તો રહેવાનું જુદું સ્થાન

મળ્યું. અને વળી જાતિ ધંધો મળ્યો. આ બે કારણથી તેને જાતિના ચેલા બાંધવાની પણ છૂટ મળી. આ ઉપરથી તેણે રણછોડ ભકત લાધાભકત વિગેરે ચેલા રાખ્યા અને ધંધો પણ ચલાવ્યો. જો કે આથી સ્વામીને કે કોઈ બીજાઓને ઠીક લાગ્યું નહિ તેથી તેમને જોઇએ તેટલું માન મળતું નહિ. ઉલટું ઘણું અપમાન મળતું. વચનામૃતોનું વાચન તો સર્વ સાધારણ હોવાથી તેનો આરંભ કર્યો. સ્વામી અક્ષરવાસી થયા બાદ તેમનો મોટો મહિમા કે આ અક્ષર જ છે. આવો મહિમા તારવી કાઢયો. સંપ્રદાયની શુભ શુદ્ધ સ્થિતિમાં તેની આવી વાયડી અછકલી વાતને મનથી માને એવા કોઈ મોટા સાધુ બ્રહ્મચારી ન હતા. તેમ સ્વામીના શિષ્યો પણ ન હતા. તેમ તેઓની આગળ એવી કલ્પિત પ્રમાણ શૂન્ય અમર્યાદિત વાત કહી શકે એવી તેની પણ સ્થિતિ ન હતી. એટલે તેણે પ્રથમ પોતાની જાતના ચેલાને તેમજ જાતના સત્સંગીઓને છાની રીતે શિખવવા માંડયું તેથી જૂનાગઢના સંતોએ ત્યાંથી બધાય ને કાઢી મૂકયા ને તે જાગાભકત વડતાલ આવ્યા. આ વાતની જાણ થતાં તેને ખૂણિયા કે બંડીયા કે વિમુખ જ્ઞાનની હીન પદવી મળવા લાગી, વડતાલથી પણ કાઢી મૂકવામાં આવ્યા. ને રાજકોટ જઇને રહ્યા. કેટલાક અવિવેકી દાંભિક દૂષિત ત્યાગીઓએ પાછળથી જાગાભકતને ગુરૂ કર્યા. અને જાગાની હા એ હા ચવવા માંડયા. અને તે દ્વારા કે તેમના અનુયાયી દ્વારા ક્ષુદ્ર ખાનપાનાદિ મેળવવા મંડયા. અને આ પ્રસંગથી વર્ણાશ્રમ ધર્મ થકી તેમજ શુદ્ધ મર્યાદા થકી **'नास्ति नष्टे विचारः'** આ ન્યાયે પતિત થઈ જેમતેમ વર્તવા લાગ્યા. આ બધી બાબત **'अन्धेन नीयमाना यथान्धाः'.** આમાં કહ્યા પ્રમાણે અંધ પરંપરાને શોભાડનારી આંધળી બનતી ગઈ.

આ પામર પ્રવૃત્તિમાં સંપ્રદાયના અર્થને જાણનારા સારા સત્સંગીઓ તથા ત્યાગીઓ ભળ્યા ન હતા. વળી સિદ્ધાંત સાગર નામની ચોપડીમાં વાત. ૨૪ "પ્રકૃતિ થકી પર જે

નરનારાયણ તથા વાસુદેવ નારાયણ તથા કૃષ્ણનારાયણ તેજ અમે જ્યારે કહેતા હોઇએ ત્યારે એમ સમજવું જે નર તથા વાસુદેવ તથા કૃષ્ણ તે અક્ષરને ઠેકાણે છે ને નારાયણ તે પુરૂષોત્તમને ઠેકાણે છે. વાત ૨૫–આ પ્રગટ મૂળ અક્ષર જે મુળજી અને અમે પ્રગટ પુરૂષોત્તમ એ બે ય નો જેને યથાર્થ મહિમા સહિત નિશ્ચય છે તેને જ પૂરો સત્સંગી કહીએ કારણ કે–જેમ રાધાકૃષ્ણ, જેમ લક્ષ્મીનારાયણ જેમ નરનારાયણ કહેવાય છે તેઓએ પોતાના ભકતો સહિત પોતાનું ભજન કરાવ્યું છે. તેમજ અમે પણ આ પ્રગટ મૂળ અક્ષર મૂર્તિમાન એ અસંખ્ય અક્ષર મુકતના સ્વામી છે. તે એ સ્વામી ને અમે નારાયણ એમ અમારા ભકત સહિત અમારું નામ છે. ને જે એમ જાણીને ભજન કરે તેને જ અમે પૂરો ભકત કહીએ છીએ...અને તમે સર્વેએ અમને પુરૂષોત્તમ જાણ્યા છે ને આ મૂળજીને મૂળ અક્ષર જાણ્યા છે ને તે બેય નામ સહિત આ સ્વામિનારાયણ નામ છે એમ સમજીને ભજન કરો છો....તેમ સ્વામિનારાયણ ભજન તો કરે છે પણ સ્વામિ જે આ મૂળ અક્ષર તે સહિત મહારાજે પોતાનું ભજન કરાવ્યું છે એમ ન સમજે તો તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ ન થાય ને તે પૂરો ભકત ન કહેવાય.” વિગેરે આ વાત બધી દૂષિત વિરોધી વંઠેલ અપસિદ્ધાંતવાળી છે તે ઉપરના સ્વા. ના. શબ્દાર્થના વિમર્શથી સુજ્ઞોને વિદિત થશે. બીજા અત્યધિક મોટા શતાનંદ મુકતાનંદ ગોપાળાનંદાદિ સાધુઓ નહિ પણ એક જ ગુણાતીતાનંદ સામાન્ય સાધુને મૂળ અક્ષર કરાવીને તેનું શ્રીજી સાથે ભજન ઠરાવી કેવી ધૂર્ત અવિદ્યા વાપરી છે. તે આ નૂતન નમુના ઉપરથી જણાશે. શ્રીજીને નરનારાયણ વાસુદેવ નારાયણ કૃષ્ણનારાયણ કહ્યા હોય ત્યારે નર વાસુદેવ કૃષ્ણ શબ્દથી મૂળ અક્ષર ગુ. સ્વામીને સમજવા. આવો અપસિદ્ધાંત કાઢયો છે. જેમ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણાદિ શબ્દો પરોક્ષ પ્રત્યક્ષ

શાસ્ત્રોમાં છે. તેમ અક્ષર પુરૂષોત્તમ શબ્દ જ કોઈ શાસ્ત્રમાં નથી. કેવળ ઉટાંગ બનાવટી છે. જનમંગળ સ્તોત્રના આરંભમાં જ **શ્રીકૃષ્ણઃ શ્રીવાસુદેવો નરનારાયણઃ પ્રભુઃ** એમ ત્રણેય શબ્દથી એક શ્રીહરિને જ નિરૂપ્યા છે. અને એનો અર્થ પણ ટીકામાં સંગત કર્યો છે. આવા શ્રીહરિ પર પ્રસિદ્ધ શબ્દોને પણ શ્રીહરિ આગળ તો અતિ તુચ્છ નિરક્ષર અક્ષરમાં લઈ જવાનો દુઃસિદ્ધાંત દુરંત કાઢયો છે. વળી વધારામાં સ્વામી શબ્દ કે જે ખાસ ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીજીમાં જ સર્વમંગળમાં આરંભમાં જ સહેતુ વપરાયો છે. તેને તેની આગળ અત્યંત અનુપાસ્ય અનિષ્ટદેવ કલ્પિત મૂળ અક્ષર ગુ. સ્વામીમાં ઘસડી જઈ તેનું શ્રીજી સાથે ભજન કરવાનું ઉટાંગ ઠરાવીને એવું જૂઠું સહ ભજન કરનારાને જ પૂર્ણ ભકત અને નહિ કરનારાને અપૂર્ણ ઉદ્દંડ સમજવાનો પણ દુઃસિદ્ધાંત દાખલ કર્યો છે. આમાં વધુ પડતો દુષ્ટ સિદ્ધાંત એ છે કે—આ બધી વાતો શ્રીજીએ કરેલી એમ એમને માથે સઘળો ભાર આરોપી દીધો છે. શ્રીજીની વાતો તો વચનામૃત સત્સંગિ જીવન વિગેરેમાં બીજા શુદ્ધ રૂપમાં વ્યકત શાસ્ત્રીય છે. તેમાં એવું કશું તૂત નથી. તો આવી વંઠેલ દૂષિત વાતો લાવ્યા કયાંથી ? નિરક્ષરમાંથી લાવ્યા હોય તો બંધબેસતું આવે. આ સિદ્ધાંત સાગર ચોપડી તો અક્ષરે અક્ષર શ્રીજીના મૂળ સિદ્ધાંતથી જુદા કે આગવા સિદ્ધાંતોના સાગરરૂપ છે. આ ચોપડી છપાઈ ત્યારે આની અપ્રમાણિકતાનો ઉહાપોહ બહુ જ ઉગ્ર સારાય સમાજમાં થએલો પેપરોમાં પણ પ્રસિદ્ધ થયો હતો. એટલે અધિક કહેવાની જરૂર નથી. જ્યાં સઘળું જ કલ્પિત હોય ત્યાં સાચું કશું જ ન હોય.

પ્ર. ૬ ની ચોપડીના પ્ર. ૫ વાત ૪૨૭ સ્વામીએ કહ્યું જે મહારાજે શિક્ષાપત્રીમાં અવિદ્વાન્ વાત કોઈ રાખી નથી. ત્યારે હારશંકરભાઇએ પૂછયું જે અવિદ્વાન્ વાત કોઈ નથી. ત્યારે મૂળ અક્ષરનું પ્રગટપણું શિક્ષાપત્રીમાં શી રીતે છે તે કહો ? ત્યારે સ્વામી કહે

એ વાત શિક્ષાપત્રીમાં લખી છે પણ અતિ સૂક્ષ્મપણે લખી છે. એટલે કોઇના સમજવામાં આવતી નથી....અને અક્ષરનું તો શિક્ષાપત્રીના ૧૦૯ ને ૧૧૦ શ્લોકમાં પ્રતિપાદન કર્યું છે. ભગવાન્ રાધાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવાને રૂક્મિણીરૂપ જે લક્ષ્મી તેણે યુક્ત હોય. ત્યારે લક્ષ્મીનારાયણ એવા નામે જાણવા. અને અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવા નામે જાણવા. અને બળ ભદ્રાદિકના યોગે કરીને એવે નામે કહેવાય છે. એટલે વર્તમાનકાળે પણ એમ જ કહેવાય છે. કહેતાં સ્વામી જે અક્ષર અને નારાયણ જે મહારાજ એમ સ્વામિનારાયણ નામ છે. એમ સમજવા સારૂ ઉપર રાધાદિકનાં દૃષ્ટાંત દીધાં છે.... માટે એમ લખવાનો હેતુ એ છે કે જેમ રાધાકૃષ્ણ કહેવાય છે તેમ. કહેતાં મહારાજે પોતાના મુખ્ય ભકત જે અનાદિ અક્ષર તેમના નામ સાથે પોતાનું પ્રતિપાદન કર્યું છે. પણ એ કોઈ સમજતા નથી. (અક્ષર પુરૂષોત્તમ એવું નામ જ કોઈ ગ્રંથમાં નથી. કિં બહુના. શ્રીહરિના સહસ્ર નામો છે તેમાં પણ નથી.) એટલા સારૂ એવા ભકત અને ભગવાનને વિષે ભેદ ન સમજવો. એમ કહ્યું છે. કહેતાં એવા અર્થે સહિત જે સ્વામિનારાયણની ભકિત તેજ તે સર્વેને કરવી.

આમાં આ રીતે અવળા અધમ અર્થો અનેક કરીને શ્રીજીની અપર મૂર્તિરૂપ મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીના તત્ત્વ પર રહસ્ય શ્લોકોને સાવ ગર્દન મારવાની ધૂર્ત ધૃષ્ટતા વાપરી છે. શિક્ષાપત્રી ઉપર ગ્રંથકર્તા શતાનંદ મુનિએ જ અર્થદીપિકા નામની મહા ટીકા શાસ્ત્રાનુસારી કરી છે. જેને સાંભળીને શ્રીજીએ 'અમારો સઘળો અભિપ્રાય આમાં બરોબર આવ્યો છે.' એમ કહીને ટીકાની પ્રશંસા શતાનંદ મુનિ સાથે કરેલી સત્સંગિજીવનમાં જ સુવ્યકત છે. શિક્ષાપત્રી જેવા મુખ્ય માન્ય પ્રામાણિક પ્રબન્ધમાંથી નાસ્તિક કૂટકપટ યુકત પ્રયુકિતથી નિરક્ષર અક્ષરની મનઃકલ્પિત ગોઠવણી ગામઠી કરી અને તેને સ્વા. ના. નામમાં સ્વામી શબ્દાર્થમાં અડાવી દીધાની અંધ ઉન્મત્ત અવળાઈ કરી એ કેવું વિચિત્ર છે?

આ અર્થ મૂર્ખ મૂર્ધન્ય મંડળીમાં શોભે તેવો છે. અર્થમાં દિવા રાત્રી જેટલું અંતર સુજ્ઞોને સમજાઈ જાય તેવું સ્પષ્ટ છે. શબ્દ જ કપોલ કલ્પિત છે. અર્થની તો વાત જ ક્યાં છે? ભક્ત અને ભગવાનમાં ભેદ ન સમજવો. આ પણ કેવી શાસ્ત્ર વિરુદ્ધ વાત ૧૧૩ શ્લોકથી ઉટાંગ ઉપજાવી કાઢી છે. ભક્ત અને ભગવાનનો ભેદ નથી એમ કહેવાનો પ્રસંગ જ નથી. એ પ્રકરણ તો પરબ્રહ્મના નિરૂપણ પર છે. ભક્ત ભગવાનમાં ભેદસમજનારાને તો લોયા ૧૩માં શ્રીહરિએ દુષ્ટ મતવાળા અને અતિપાપિષ્ઠ જાણવા ને તેના દર્શન પણ ન કરવાં એમ કહ્યું છે. ઉપાસના તો ભગવાન અને ભક્તના ભેદથી પ્રવર્તે છે. આવો અર્થ શિક્ષાપત્રીમાંથી કોઈ સમજતા નથી અમે એકલા જ સમજીએ છીએ. આવી કલ્પના કરવાનો પાપાશય એટલો જ છે કે એમ ઠરાવીને ઉપાસ્ય શ્રીહરિ સાથે અનુપાસ્ય કલ્પિત અક્ષરની ઉપાસના ઘુસાડી દેવી અને એની પાછળ આપણે પણ અક્ષરના અવતાર કે મુક્ત તરીકે દાખલ થઈને પુજાઈ ખાવું આ તે અર્થ કર્યો કે મૂર્તિમાન્ અનર્થ આવા અર્થ કરનારાને સંપ્રદાયના કહેવા કે સં. બહાર વિમુખ?

જેમ સ્વા. ના. નામમાં સ્વામી શબ્દનો અવળો અર્થ ગોઠવી કાઢ્યો તેમ મુખ્ય નામ હરિકૃષ્ણમાં પણ અવળો અર્થ સમજાવવાની પણ દુર્બુદ્ધિ વાપરી જણાય છે. પ્ર. ૨ ની ચોપડીની પ્ર. ૨ વાત ૬૬ "મહારાજ પોતાના અક્ષરધામ સોતા આંહિં પધાર્યા છે. તે બન્નેના સ્વરૂપનો દૃઢ નિશ્ચય કરાવવો એજ પ્રયોજન સારૂં અમોને રાખ્યા છે. મનજીભાઇએ પૂછ્યું જે બે સ્વરૂપની નિષ્ઠા કરાવવી છે ત્યારે મહારાજે હરિકૃષ્ણ મહારાજ એકની જ મૂર્તિ કેમ પધરાવી છે? ને તેવી વાત પણ કેમ કરી નથી? એટલે સ્વામી કહે, મહારાજે તો પ્રથમથી જ વાસુદેવ નારાયણની બે મૂર્તિઓ ગઢડામાં પધરાવી હતી. ને હાલ તે ઓરડો વાસુદેવ નારાયણના નામથી જ ઓળખાય છે. વડતાલમાં પણ પ્રથમ ઓરડી તળે નર–નારાયણની બે મૂર્તિઓ પધરાવી હતી... પણ

મહારાજનો એ સિદ્ધાંત હજી કોઈ સજમતું નથી. ફરી પૂછ્યું જે વાસુદેવ નારાયણ એટલે શું ? સ્વામી કહે, વાસુદેવ એટલે અક્ષર અને નારાયણ એટલે પુરૂષોત્તમ એમ મહારાજે તો અક્ષર પુરૂષોત્તમની બે મૂર્તિઓ પધરાવી હતી તે અત્યારે સમજાતું નથી. પણ મહારાજ પોતાનો સિદ્ધાંત પ્રવર્તાવશે ત્યારે સૌના જાણવામાં આવશે પણ તે દિવસે તમે નહિ હો. વિગેરે.

આ ગપ્પાષ્ટકમાં તો શ્રીજીએ જે એક ભગવાન પોતાના જ ભજનીય સ્વરૂપનો દૃઢ નિશ્ચય કરવાનો કહ્યો છે એની સાથે મૂળ નિરક્ષર અક્ષરનો પણ કલ્પિત અધિક નિશ્ચય ઘુસાડી દેવાની ધૃષ્ટતા–દુર્જનતા વાપરી છે. પૂછનારે તો પૂર્ણ પ્રજ્ઞાથી પૂછ્યું છે કે જ્યારે બે સ્વરૂપની નિષ્ઠા કરવાનો શ્રીજીનો અભિપ્રાય શુભ હતો તો વડતાલમાં હરિકૃષ્ણ નામની એકલી જ મૂર્તિ પધરાવી અને સાથે અક્ષરની કેમ ન પધરાવી ? અને તેવી વાત પણ શાસ્ત્રમાં કેમ કરી નથી ? આનો યોગ્ય ઉત્તર નહિ આપી શકવાથી આડાં અવળાં અનવધિક અસંબદ્ધ બોલાં મારીને પરાણે પૂરૂં કર્યું છે. વાસુદેવ નારાયણની બે મૂર્તિઓ ગઢડામાં પ્રથમ પધરાવ્યાનું કહીને વાસુદેવ શબ્દનો પણ અવળો અર્થ 'અક્ષર' કહીને અક્ષર પુરૂષોત્તમની મૂર્તિઓ પધરાવવાનું ગઢડામાં પહેલવહેલું ઉટાંગ ગોઠવી કાઢયું. ગઢડામાં મૂર્તિ પધરાવી તેનું વિવેચન સ. પ્ર. ૫ અ. ૩૨ શ્લોક ૪૪ માં છે. અર્થ એવો છે કે પ્રભુ શ્રી હરિ એ અભય રાજાના દરબારમાં ઉત્તમ મંદિર વિષે રાધિકા શ્રી રાસેશ્વરીની પ્રતિમા સાથે જ વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવદર્ચાની સ્થાપના યથાવિધિ કરી. આ શ્રી રાધાકૃષ્ણ પ્રતિષ્ઠા-વિધિમાં પણ મોટો ઉત્સવ કર્યો. આમાં તો રાધા અને કૃષ્ણ એ બે નામની બે જ મૂર્તિઓની સ્થાપના આવે છે. અને કૃષ્ણને જ વાસુદેવ નારાયણ નામથી કહ્યા છે. જેમ હરિકૃષ્ણ નામ છે તેમ આ બન્ને શબ્દો એક જ વ્યકિતને કહેનારા છે. પણ ભિન્ન ભિન્ન વ્યકિતને નહિ. આમાં નિરક્ષર અક્ષરોનો ગંધ પણ નથી ? કયાં અક્ષરાતીત વાસુદેવ અને કયાં કલ્પિત અત્યલ્પ અક્ષર ?

દિવસરાત્રી જેટલું જબરૂં અંતર જાણીતું છે. વડતાલમાં પ્રથમ ઓરડી તળે નરનારાયણની બે મૂર્તિઓ પધરાવી હતી. તે અક્ષર પુરૂષોત્તમને સમજવા માટે હતી. પણ મહારાજનો એ સિદ્ધાંત નહિ સમજીને પાછળથી હરિકૃષ્ણની એકલી મૂર્તિ વડતાલમાં પધરાવી દીધી એવો આ વંચકવાતનો દુરાશય સમજાય છે. એટલે પ્રથમ નરનારાયણ પધરાવ્યા ત્યારે તો મહારાજનો અભિપ્રાય હતો તે કોઈ સમજ્યા નહિ અને પાછળથી ફેરવી નાખીને એકલી હરિકૃષ્ણ નામની મૂર્તિ પધરાવી દીધી. એટલે આમાં શ્રીજીનો અભિપ્રાય ન હતો. એવો દુરાશય દેખીતો છે. એ રીતે આ વાત પણ બનાવટી છે. વળી આ સિદ્ધાંત અત્યારે સમજાતો નથી. પણ મહારાજ પોતાનો સિદ્ધાંત વિમુખ દ્વારા પ્રવર્તાવશે. ત્યારે સૌને જાણવામાં આવશે એમ કરીને જે અત્યારે વિમુખોએ અક્ષર પુરૂષોત્તમની આવી અંધ પ્રવૃત્તિ સ્વામિનારાયણ નામ દ્રોહી સામાવાડીયા સંપ્રદાય દ્રોહી કરી છે. તેનું પણ ભવિષ્ય ભાખી નાખ્યા જેવી બંડ ભંડ ભાષા ઉઘડ વાપરી છે. આ આખી વાતનો દુરભિપ્રાય એવો નીકળી આવે છે કે મહારાજે કે આચાર્યે અત્યાર સુધીમાં જે હરિકૃષ્ણાદિકની પ્રતિમાઓ પધરાવી છે તેમાં શ્રીજીનો ખુદ અભિપ્રાય ન હતો. શ્રીજી મહારાજના શુદ્ધ અભિપ્રાયને પણ ચોમેરથી કેવો ગર્દન માર્યો છે. તે આ ઉટાંગ વાત ઉપરથી સમજાય છે. વડતાલમાં હરિકૃષ્ણની એકલી મૂર્તિ ભક્તોના ધ્યાન આરાધના માટે પધરાવી પણ સાથે મનઃકલ્પિત મૂળ અક્ષર ગુ. સ્વામી નહિ હોવાથી ફાવતું આવ્યું નહિ. એમ આ નિંદ્ય વાત ઉપરથી સમજાય છે. આ રીતે શ્રીજીનાં બીજાં ઘણાં નામોના અવળા અર્થો શાસ્ત્રાનુસંધાન વિના ઉટાંગ ગોઠવ્યાં છે તેનો લખતાં પાર આવે તેમ નથી. આ તો દિગ્દર્શન કરાવ્યું છે. માટે સત્સંગીઓએ આવા ઇષ્ટ દેવ દ્રોહી ખળટીખળો અને ધૂર્તધતીંગોમાં ભળવું જોઇએ નહિ. એવાઓનાં ખાનમાન દૂરથી જ ત્યાગ કરી દેવાં જોઇએ. એ ખરેખરી વાત છે.

સર્વને ખાસ જાણવા તાત્પર્ય એટલું જ છે કે સંપ્રદાય શુદ્ધ શ્રીજી સ્થાપિત ઉપાસનાનો ત્યાગ કરી-કરાવી અક્ષર પુરૂષોત્તમ નામની કપોળ કલ્પિત અતિ અશુદ્ધ અશાસ્ત્રીય નિંદ્ય ઉપાસનાના પ્રચાર માટે મંદિરો બાંધી તેમાં અક્ષર પુરૂષોત્તમની મૂર્તિઓ બેસાડી. આ બધી મંડળી ક્રમે ક્રમે ભગવાન શ્રીહરિ સ્થાપિત શુદ્ધ સંપ્રદાયમાં પૂજ્ય માન્ય દેવ-મૂર્તિઓ, આચાર્યો, ત્યાગીઓ, સત્સંગીઓ તેમજ સંપ્રદાય માન્ય સચ્છાસ્ત્રો તથા સંપ્રદાયની સ્થાપિત શુદ્ધ સઘળી મર્યાદા વિગેરે બધી બાબતને જેમ તેમ અનેક મુખે ખંડન કરનારી કે દૂષિત કરનારી કે રૂપાંતર કરનારી અને અનિંદ્ય નિંદાથી જ પેટ ભરનારી વિમુખ મુખ્ય નિવડી, અને આ દૂષિત વિમુખ મંડળીએ સંપ્રદાય થકી ભોળા અજાણ્યા ઘણા પવિત્રસત્સંગીઓને અવળો બોધ આપી ખાનપાનથી પોતાના સ્વભાવને અનુસરનારા પતિત બનાવ્યા.

મર્યાદામાં રહેલા ત્યાગીઓ તથા તેમને માનનારા હરિભક્તોનો જે પક્ષ રાખવો તે મહારાજે "નિયમ નિશ્ચય અને પક્ષ" એ પ્રમાણે મોક્ષના સાધનમાં ગણ્યો છે.

આ સ્વામિનારાયણનો અવળો અર્થ કરનારા દ્રોહી વિમુખો સન્મુખોને અસ્પૃશ્ય અશ્રવ્ય અદૃશ્ય છે. એવો અવળો અર્થ કરનારાને "જય સ્વામિનારાયણ" કહેવા કે ઝીલવા તે પણ મહા અપરાધ અપરિહાર્ય છે. જેઓ શબ્દોના ખોટા અર્થ કરતા હોય તેવા પાખંડીઓનો સંગ ન કરવો એવું પણ શાસ્ત્ર છે.

શરણાગત કે સ્વરૂપ નિષ્ઠાવાળાને સંપ્રદાયનાં સર્વે અંગો દેવ આચાર્ય શાસ્ત્ર સંત વિગેરેનો આશ્રય દૃઢ રાખવાનો છે. તેને સર્વથા છોડીને બહાર જનારા, એટલું જ નહિ પણ તે અંગોને અનેક પ્રકારે નિંદનારા, બહારવટું કરનારા સત્સંગી જ ન રહ્યા હોવાથી તેમને ધામને બદલે ધક્કામુક્કા જ યમદૂત હસ્તક અંતે મળવાના છે. ગુણાતીનાનંદ સ્વામીની પ્ર. ૨ની પ્ર. ૧ વાત ૧૫૭માં સત્સંગમાંથી વિમુખ થયો તે ભગવાનમાંથી પડયો એમ જાણવું.

પ્ર. ૨ વાત ૧૩૯ સત્સંગથી વિમુખ થયો એથી બીજી હાર નથી. આ રીતે વાતોમાં જ સત્સંગમાંથી પડયો તે ભગવાન થકી પણ પડી ગયો. એમ કહેવાપૂર્વક તેને મહાપાપ અને મહા હાનિ તરીકે સ્પષ્ટ કહે છે. વેદ પણ કહે છે કે **अन्धंतमः प्रविशन्ति येऽसम्भूतिमुपासते** જેઓ ખોટી ઉપાસના કરે છે તે અંધતમ નામના નરકમાં પડે છે ઈત્યાદિ.

છેવટે તત્ત્વ કહેવાનું એ છે કે–ઉપરના સર્વ ઉપાધિયાઓએ પોતે જેને ઉપાસ્ય અધિષ્ઠાતા માન્યા હોય તેના પૃથક્ નામથી પંથ ચલાવવો અને તે નામની જ ધૂન્ય ભજન કરવું. એમાં સ્વા. ના. નામનું વગોણું ન કરવું. જ્યારે પાટલો બદલ્યો છે ત્યારે યથેચ્છ કરવાની છૂટ છે. એવા અવળા અભિપ્રાયવાળા મહાદ્રોહીઓને વાતચિતમાં પણ સાચા અનુયાયિઓએ જય સ્વામિનારાયણ કહેવા કે તેણે કહેલા ઝીલવા જોઇએ નહિ. એનો સંગ સર્વથા ત્યાગ કરવો જોઇએ. આ તો ઉપાસ્ય દેવતા શ્રીહરિના અસાધારણ નામનો જ મહાદ્રોહ થાય છે. તે સામાન્ય નથી પણ સર્વાધિક છે માટે બધી અવળાઈ મૂકીને વિમુખનાં ખાનમાનનો ત્યાગ કરીને 'સ્વામિનારાયણ' અખંડ મંગળ નામને સાચા ભાવથી સીધા અર્થના અનુસંધાનથી સર્વ કોઈ જપશે અને મોક્ષ મેળવશે.

આ લખાણ સ. ગુ. શાસ્ત્રી હરિજીવનદાસજીએ ઘણાં વર્ષો પહેલાંના તેમના લેખોમાં જાહેર કરેલું જ છે. પરંતુ હાલના ઘણા સત્સંગીઓને તે ખ્યાલમાં પણ નથી અને તેમને વાંચવા પણ મળતું નથી જેથી તેવા જનોની માગણીને લીધે તથા સત્સંગના હિતને માટે ફરીથી એ જ આ પુસ્તિકારૂપે પ્રગટ કર્યું છે. ઉદ્ધારક અને પ્રકાશક શાસ્ત્રી હરિસ્વરૂપદાસ કોઠારી.

—સુરત સ્વામિનારાયણ મંદિર

---

# અનાદિ, મૂળ, અક્ષર શબ્દોનું શાસ્ત્રિય નિરુપણ

વેદો અને વૈદિક સાહિત્યમાં શાશ્વત અર્થ બતાવવા માટે અક્ષર શબ્દ વપરાએલ છે. અને અક્ષર શબ્દથી જીવ, ઇશ્વર, દિવ્ય પ્રકૃતિ, બ્રહ્મ અને પરબ્રહ્મને કહેલા છે. જેમ કે **"सहस्राक्षरा परमे व्योमन्"** (રુગ્વેદ મં. ૧ સૂ. ૧૬૪/૪૧) **"एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि"** (બૃ. ઉ. ૩–૮) **"यया तदक्षरमधिगम्यते"** (મુ. ઉ. ૧–૧–૫) **"ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन् देवा अधिविश्वे निषेदुः"** (રુગ્વેદ મં. સૂ. ૧૬૪–૩૯). ઉપરોકત પાંચેય તત્ત્વોને અક્ષર શબ્દથી કહેલ છે પરંતુ પૌરાણિક ગ્રન્થોમાં આ તત્ત્વોને અનાદિ શબ્દથી કહેવામાં આવે છે. અને શ્રીજી મહારાજ પણ સ્વમુખે કહે છે કે–"વેદ પુરાણ ઇતિહાસ ને સ્મૃતિઓ એ સર્વ શાસ્ત્રમાંથી અમે એ સિદ્ધાન્ત કર્યો છે. જે જીવ, માયા, ઇશ્વર, બ્રહ્મ અને પરમેશ્વર એ સર્વે અનાદિ છે" (વચનામૃત ગ. અં. ૧૦). સાંખ્યશાસ્ત્રમાં આ તત્ત્વોને મૂળ શબ્દથી કહેવામાં આવે છે. જેમ કે મૂળ પ્રકૃતિ મૂળપુરુષ અર્થાત અનાદિ, મૂળ, અને અક્ષર આ ત્રણેય વિશેષણો એક જ શાશ્વત અર્થને બતાવનાર એકાર્થી છે તેમજ ગીતામાં તથા વચનામૃતમા પણ અક્ષર શબ્દથી મુક્તાત્માઓ કહ્યા છે માટે કોઈ એક સંતને અનાદિ મૂળ અક્ષરમૂર્તિ કહેવાથી તેમની વિશેષતામાં કે યોગ્યતામાં જરા પણ વધારો થતો નથી. ઊલટું આવી માન્યતા ધરાવતી વ્યક્તિઓની અજ્ઞાનતા અને મૂર્ખતાનુ પ્રદર્શન કરે છે.

તેમજ અર્થની દ્વિરુક્તિવાળા અનાદિ, મૂળ શબ્દોને અક્ષર શબ્દ સાથે જોડવાથી અક્ષર શબ્દના અક્ષરભાવને નિસેદ્ધ કરીને ક્ષરભાવનું પ્રતિપાદન થવાથી આ વિશેષણો સ્વાત્મઘાતી જ બને છે માટે નિરક્ષરી મુર્ખાઓએ આવું કપોલ કલ્પિત શાબ્દિક પાખંડ ચલાવ્યું છે અને આવા પાખંડને માનનારા ભોળા ભાળા મુમુક્ષુ

જીવાત્માઓનો મોક્ષ બગાડે છે. માટે આવા કપોલ કલ્પિત પાખંડથી દૂર રહેવું એજ કલ્યાણકારી છે.

સંપ્રદાયના શાસ્ત્રો અને પરંપરાનું ગવેશણાત્મક અન્વેષણ કરતા જણાય છે કે, આ જાતનું પાખંડ વિક્રમ સંવત ૧૯૧૯ બાદ શરૂ થયું છે. પહેલવહેલા નિરક્ષરી ગુરુમુખ જ્ઞાનવાળા અજાણ ભક્તોએ શ્રીજી પ્રભુ સાથે અક્ષરબ્રહ્મ ધામથી સાથે આવેલા પાંચસો પરમહંસો માટે આ વિશેષણો આપવાનું શરૂ કર્યું પાછળથી આ ગુરુમુખી પંથમાં માન પાન અને ધનના લાલચુ સ્વાર્થીઓ ભળીને એક અક્ષર પુરૂષોત્તમ બંડ નામનો પાખંડી અને મનઃ કલ્પિત અપસિદ્ધાંતવાળો નિંદિત અવૈદિક પંથ શરૂ કર્યો છે અને પગારદાર વ્યક્તિઓ દ્વારા અનેક પ્રકારના કપોલ કલ્પિત ખોટા પરચાઓ અને આશિર્વાદના કાલ્પનિક ચમત્કારોનો પ્રચાર કરીને ગુજરાતની ધર્મપ્રેમી ભોળી જનતાનું ધન ધૂતવાનું એક પાખંડ લઈને અનેક જીવાત્માઓનો મોક્ષ બગાડે છે, કારણ કે પ્રમૂખ જેવા પામર વ્યક્તિને ઈશ્વરનું સ્વરુપ બનાવીને અનેક જીવાત્માઓને કુમાર્ગે લઈ જનાર પાખંડીઓ નિશ્ચિત યમપુરીના અધિકારી (ભોક્તા) બને છે. માટે આવા પાખંડીઓ દ્વારા અપાતો અને ઉચ્ચારણ કરાતો "શ્રીસ્વામિનારાયણ મહામંત્ર ફળ આપનાર થતો નથી. તે તો ચંડાળના ઘરમાં માણસની ખોપરીમાં રહેલ ગંગાજળ જેવું જ કહેવાય. માટે શ્રીજી મહારાજના સાચા હરિભક્તોએ તો આવા પાખંડીઓથી દૂર રહી શ્રીજી મહારાજની બાંધેલ મર્યાદામાં રહીને શ્રીસ્વામિનારાયણ મહામંત્રનો જપ કરવો તે જ આ લોક અને પરલોકમાં મહાસુખીઆ થવાનો અદ્દભુત ઉપાય છે. આ જ મહામંત્ર સર્વે મનોરથોને પૂર્ણ કરનાર થાય છે.

